પરમ પૂજ્યપાદ સિદ્ધાન્ત મહોદધિ, કર્મ-સાહિત્ય નિષ્ણાત, ગચ્છાધિપતિ આચાર્યદેવશ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજા સાહેબના શિષ્ય-રત્ન પરમ પૂજ્ય ગુરુદેવશ્રી ચન્દ્રશેખરવિજયજી મ. સા. ની પ્રેરણાથી રાજસ્થાન-પાડીવ નિવાસી શાહ નવલમલ પાનાચંદ તથા સ્વર્ગીય રત્નકુક્ષી શ્રીમતી ગંગાબેનના સુપુત્ર પ્રતાપચંદે કરેલ વર્ષીતપની આરાધનાર્થે વિ. સં. ૨૦૩૬ ના અક્ષયતૃતીયાના પારણા પ્રસંગે વર્ષીતપ કરનાર પુણ્યાત્માઓની અનુમોદનાર્થે સાદર સમર્પણ.

લિ.

નવલમલ ગુલાબચંદ

સુરેન્દ્ર, અશ્વિન, વિકાસ, તથા બાદલ



ફર્મ

મા. નવલમલ ગુલાબચંદ એન્ડ કું

૨૩/૨૫, ત્રીજી અગીઆરીલેન, મુંબઈ-૩






# સ્વરક્ષાથી સર્વરક્ષા

મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી

પ્રકાશક :

કમલ પ્રકાશન ટ્રસ્ટ
૫૦૮૨/૩, બીજે માળે,
યાજ્ઞિક ઇન્સ્ટિટયૂટ સામે,
રતનપોળના નાકે,
ગાંધી રોડ, અમદાવાદ-૧

ફોન : ૩૮૫૭૨૩

લેખક-પરિચય :

સિદ્ધાન્તમહોદધિ સચ્ચારિત્રચૂડામણિ
સ્વ. પૂજ્યપાદ આ. ભગવંત શ્રીમદ્વિજય
પ્રેમસૂરીશ્વરજી મહારાજા સાહેબના વિનેય
મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી




પ્રથમ સંસ્કરણ : નકલ : ૨,૦૦૦
વિ. સં. ૨૦૩૩, તા. ૫-૧-'૭૭

દ્વિતીય સંસ્કરણ : નકલ : ૨,૦૦૦
વિ. સં. ૨૦૩૬, તા. ૨૦-૧-'૮૦



મુદ્રક :
જયન્તિલાલ મણિલાલ શાહ
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા રોડ, અમદાવાદ.

## જયઉ સવ્વણ્ણુસાસણં

### બે બોલ

અંતસ્તલમાં સતત વહી જતી ઊંડી ઊંડી વ્યથાએ જ આ પુસ્તકના ચિંતનનો કાચ તૈયાર કરી આપ્યો છે

એક વાત સચોટપણે હૃદયમાં જડાઈ ગઈ છે કે સ્વ–પરને લગતી કોઈ પણ શુભ પ્રવૃત્તિની સફળતા પરમેષ્ઠિની શરણાગતિ સાધ્ય વિના સંભવિત જ નથી સઘળા પ્રશ્નોનો આ એક જ ઉત્તર જણાય છે, સઘળી સમસ્યાનો આ જ ઉકેલ દેખાય છે, સઘળી મથામણોનો આમાં જ વિરામ લાગે છે

સઘળાય ઝંઝાવાતોના આ લાખ્યા છે, ગેય અગેય

કે ચરણ–શરણ વિના બધું નકામું

કે ચરણ–શરણ વિના ક્યાંય આગળ વધી ન શકાય

કે ચરણ–શરણ જ સર્વના કલ્યાણનું ઉદ્‌ગમસ્થાન છે

એમાંથી જે સૂક્ષ્મનું વિશુદ્ધ બળ ઉદ્‌ભવે, પુણ્યનું સાન્નિધ્ય સાંપડે એ જ બધા પ્રશ્નોનો ઉકેલ લાવે

આમાં સ્વરક્ષા નિશ્ચિત બની જાય છે એ સ્વરક્ષા જ શુદ્ધિ અને પુષ્ટિનાં માધ્યમો દ્વારા સર્વરક્ષામાં પરિણમવા લાગે છે

જીવન આખાયની–પ્રસ્તાવના રૂપ આ પુસ્તકની આથી વધુ તો શી પ્રસ્તાવના કરવી એ જ સમજાતું નથી

મુ ખાપર [મહારાષ્ટ્ર]
વિ. સં ૨૦૩૩, માગસર વદ–૭
વીર સં ૨૫૦૩, તા ૧૩/૧૨/૭૬

લિ
ગુરુપાદ પદ્મારવિન્દ
મુનિ ચન્દ્રશેખરવિજયજી

# અનુક્રમ





तांस्तानापरमेश्वरादपि परान्, भावै प्रसाद् नयन् ।
तैस्तस्तत्तदुपायमूढ ! भगवन् ! आत्मन् ! किमायास्यसि ॥
हन्तात्मानमपि प्रसादय मनाग् येनासतां सम्पद ।
साम्राज्य परमेऽपि तेजसि तव प्राज्य समुज्जृम्भते ॥

—યોગશાસ્ત્ર



રે ! જગતના જીવોને તો ઠીક પણ; પરાયા ભાવોના સ્વામિત્વ ખાતર પ્રભુને ય રીઝવી દેવાના તે તે મૂઢ પ્રયત્નોમાં હે આત્મા ! શુ કરવા નાહક લાગી પડયો છે ?

આના કરતા તો તુ તને જ થોડાક પ્રસન્ન કરી દે ને ? [ જિનાજ્ઞાઓનુ અણિશુદ્ધ પાલન કરવા દ્વારાસ્તો ] પછી આ જાતની ભૌતિક સમ્પત્તિઓનો તો શુ ? પણ તારામા જ છુપાયેલા તેજોમય સામ્રાજ્યનો તું માલિક બની જઈશ !

## ઝગમગતું સર્વજ્ઞ-શાસન

[૧]

'ઓ, કૃપાલુ ભગવન્ ! આપ સર્વજ્ઞ છો' એ અકાટ્ય સત્યનો નિર્ણય કરવા માટે અમારે શાસ્ત્રોના સાગરમા ક્યાય ઊંડે ડૂબકી મારવાની જરૂર નથી આપે જે ષડ્જીવનિકાય [ પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાય ]નુ જે સ્વરૂપ વર્ણવ્યુ છે, એનુ જે વિભાગીકરણ કર્યું છે એ નિરુપાય જ આપની સર્વજ્ઞતાને સાબિત કરી દેવા માટે પર્યાપ્ત થઈ પડે છે

"જે ચિંતન-પથ ઉપર બીજાઓ ડગ પણ માડી શક્યા નથી, જ્યા ડગ માડવાની ના-હિંમત અને ના-શક્તિના કારણે તો ગૌતમબુદ્ધે કહી દીધુ કે, "અધ્યાત્મના ક્ષેત્રમા જીવડા ગણવાની પંચાતમા પડવુ જ શા માટે જોઈએ ? અને એ તો જ્ઞાતપુત્ર ( મહાવીરદેવ ) જ સારી રીતે સમજી શકે છે,"—એવા સર્વને અગમ અને અગોચર પથ ઉપર કોઈ પણ પ્રયોગશાળા વિના કે પ્રયોગ વિના આપ જ સડસડાટ ચાલી ગયા, આપના એ તમામ નિરૂપણો આજે પણ વિજ્ઞાનની કસોટી ઉપર પાર ઊતરી રહ્યા છે

પ્રભો ! પ્રભો ! આ જ આપની સર્વજ્ઞતા ! આ માટે અમારે હવે બીજા કોઈ પુરાવાની જરૂર જ નથી.

આપની કૃપાનો પ્રસાદ પામેલા અમારે મન તો આ જીવન મોટો મહોત્સવ જ બની ગયું છે!”

આ છે; તર્કશિરોમણિ, કવિવર સિદ્ધસેન દિવાકર-સૂરિજી મહારાજા સાહેબના દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકાના તેરમા શ્લોકના ઉદ્ગારો.

“અને......પરમાત્માના જ્ઞાનામૃતને પામીને મુગ્ધ બની ગયેલા પેલા સૂરિપુરંદર આચાર્ય હરિભદ્રસૂરિજી! જેણે પરમાત્માની હાંસી ઉડાડવામાં જરા ય પાછી પાની કરી નથી એ ભૂતપૂર્વ હરિભદ્ર પુરોહિત કહે છે, “ઓ, દેવાધિદેવ! આપનું આગમ વચન મને ન મળ્યું હોત તો દુઃષમાકાળના અંધકારમય જગતમાં અલગારી બનીને ટીચાતા, કુટાતા અનાથ એવા, મારું શું થાત? એની કલ્પના કરતાં ય ધ્રૂજી ઊઠું છું.”

પેલો બાપડો શાક્યમતાનુયાયી ગોવિંદ પંડિત! જૈનધર્મનો કટ્ટર દ્વેષી! જૈનાચાર્ય શ્રી ગુપ્તસૂરિજીને હરાવવા માટે એને જિનાગમોના અધ્યયનની ખૂબ જરૂર જણાઈ. તે અધ્યયન માટે ત્રણ ત્રણ વાર દૂર દેશસ્થ કોઈ જૈન મુનિવરનો શિષ્ય બન્યો. વેષ મૂકીને ગોવિંદ ત્રણ ત્રણ વાર શ્રીગુપ્તાચાર્યજી પાસે વાદ કરવા આવ્યો. બિચારો! પ્રત્યેક વાર ઘોર પરાજયનું કલંક પામ્યો!

છેવટે છેલ્લો પ્રયત્ન કર્યો. દીક્ષિત બનેલા ગોવિંદ-મુનિએ આચારાંગ સૂત્રનું ‘ષડ્જીવનિકાય’ સંબંધિત અધ્યયન તૈયાર કરવા માંડ્યું. તેમાં વનસ્પતિ આદિ

જીવોના જીવત્વની સિદ્ધિના તર્કો વાચ્યા, પછી તો જ્યા વનસ્પત્યાદિ જુએ ત્યા તેને જીવત્વ દેખાવા લાગે વનસ્પતિમા જીવત્વસિદ્ધિની દલીલો એને અકાટ્ય જણાઈ અને . એ ગોવિદમુનિ પુકારી ઊઠ્યા "અહો આવુ જિનદર્શન ! સર્વજ્ઞનુ જ આ દર્શન છે ! આની સાથે રમત રમીને તો હુ મારો ભવ હારી ગયો !"

બીજા જ દિવસે જેમને આચાર્યપદ ઉપર આરૂઢ કરવાના હતા તે ગોવિદમુનિએ ગુરુ પાસે ઘોર પશ્ચાત્તાપ કર્યો પુન મુનિદીક્ષા આપવાની વિનતિ કરી

કેવો નોખો અને સાવ અનોખો જીવન-પલટો !

ધારાનગરીનો મન્ત્રીશ્વર ધનપાળ ! સત્તાના જોરે જેણે ધારામાથી જૈન સાધુઓની હકાલપટ્ટી જાહેર કરી હતી એને એના અનુજ શોભન મુનિએ જ તાર્યો ! ઝેરી લાડુ અને વાસી દહીમા ઝેર અને જીવતત્ત્વનો સાક્ષાત્કાર કરાવી આપીને સ્તો !

સિદ્ધસેન પડિત, હરિભદ્ર પુરોહિત કે ધનપાળ કવિ-કેવા દિગ્ગજ પડિતો ! પણ તે ય આ સર્વજ્ઞ-શાસનને એક દી ડેવા ઝૂકી ગયા ! કેવા સ્વ-પર કલ્યાણના આરાધકો બની ગયા !

થોડા જ વર્ષો પહેલા કલકત્તાના એક અજૈન પડિતના હાથમા 'પ્રમાણનય તત્ત્વાલોકાલકાર' નામનો જૈન તર્કગ્રન્થ આવ્યો. તેનુ મનન કરતા કરતા જ્યા 'અકારાદિ પૌદ્ગલિકો વર્ણ' સૂત્ર વાચ્યુ ત્યા એ ખુરશી ઉપર ઢસડાઈ પડ્યા આ સૂત્ર અન્ય સર્વ આર્યશાસ્ત્રો સામે

લપડાક સમું હતું. જ્યારે શબ્દને આર્યશાસ્ત્રોમાં આકાશના ગુણ તરીકે જણાવીને 'કદી ન પકડી શકાય તેવો' કહ્યો છે ત્યારે આ સૂત્રે તેને 'પૌદ્ગલિક' કહીને 'પકડી શકાય તેવો' જણાવ્યો હતો.

રેડીઓ, ટેઇપ વગેરે યંત્રોથી પકડાઈ ગયો છે, દૂર સુદૂરવર્તી શબ્દ! હવે આ સૂત્રની સત્યતા સંબંધમાં શી ખાત્રી કરવાની રહી!

અને... એ વિદ્વાન અજૈન પંડિત—જેમનું નામ હરિસત્ય ભટ્ટાચાર્ય હતું–તેમને જૈન ધર્મશાસ્ત્રોના અધ્યયનમાં દિલચશ્પી લાગી. જેમ તે ઊંડું અને સૂક્ષ્મ અવગાહન કરતા ગયા તેમ તારક જિનેશ્વરદેવોથી સર્વજ્ઞતા સંબંધમાં તેમને પાકી ખાતરી થઈ ગઈ! તેમનું શિર પૂરા અહોભાવથી વિશ્વવાત્સલ્યસ્વરૂપ આર્હન્ત્યને ઝૂકી ગયું.

કેવું મહાન છે આ સર્વજ્ઞ–શાસન! જેના ભિક્ષુપણાની યાચના અઢાર દેશનો સ્વામી કુમારપાળ પરમાત્મા પાસે કરે છે. (તવ શાસનસ્ય ભિક્ષુત્વં દેહિ મે પરમેશ્વર!) ઓ, પરમેશ્વર! મને—૧૮ દેશના સ્વામીને—તારા ધર્મશાસનનું ભિક્ષુત્વ (મુનિપણું) ખપે છે! મને તે ભિક્ષુત્વનું દાન કરો! એક વખતનો માંસાહારી રાજા પ્રભુ પાસે રંક–ભિક્ષુ થવાની કાકલૂદીપૂર્વક યાચના કરે છે, એ આ જ ધર્મશાસનની બલિહારી છે ને! કોટિ કોટિ વંદન, એ સર્વજ્ઞ–શાસનને! પુનઃ પુનઃ પ્રણિપાત; સર્વના તરણ-તારણહાર દેવાધિદેવને!

ચાલો, આપણે તે શાસનના સ્વરૂપને; તેની મહત્તાને; અને તેના મર્મને સમજવા કોશિશ કરીએ.

*　　*　　*

# ધર્મ અને શાસન

## [૨]

[૧] સર્વ મંગળોમાં માંગલ્યરૂપ
[૨] સર્વ કલ્યાણોનું પણ કારણ
[૩] સર્વ ધર્મોમાં પ્રધાનભૂત
જૈનશાસન સદા જયવંતુ છે

શાસન વિનાનાં મંગલો, કલ્યાણો અને ધર્મો વસ્તુતઃ મંગલ નથી; કલ્યાણભૂત નથી; ધર્મસ્વરૂપ નથી.

મંગલો, કલ્યાણો અને ધર્મોની સફળતા શાસન સાથેના તેમના સંબંધથી જ છે. શાસનવિહોણાં તે બધાં ય સ્વર્ગાદિ આપી શકે; પણ મોક્ષ તો કદાપિ ન આપી શકે.

જો ધર્મોને સફળ જ કરવા હોય તો એકલા ધર્મો ન આચરો, પણ તેમાં 'શાસન' ઘાલી દો.

જો પાપો છૂટયાં છૂટતાં જ ન હોય તો ય તેની તાકાતને તોડી પાડવા માટે તેમાં શાસન તો ઘાલી જ દો.

શાસનયુક્ત ધર્મો સદ્ગતિ જ આપે.

શાસનયુક્ત પાપકર્મો દુર્ગતિ ન જ આપી શકે.

ધર્મોમાં સદ્ગતિ આપવાની તાકાત પૂરવી જ પડશે, અને પાપોમાંથી દુર્ગતિ આપવાની તાકાત તોડવી જ પડશે. તે માટે બન્નેમાં શાસનને, ઘાલી દેવું રહ્યું.

શાસન વિનાના ધર્મો સદ્ગતિ આપી શકતા નથી.

શાસનવાળાં પાપકર્મો દુર્ગતિમાં લઈ જઈ શકતાં નથી.

જુઓ, હવે 'શાસન'નું મહત્ત્વ કેટલું બધું વધી જાય છે? અપરિહાર્ય બની જાય છે!

તેના વિનાના ધર્મો નકામા થઈ જાય!

તેનાથી યુક્ત પાપો નકામાં થઈ જાય! શું હશે સ્વરૂપ, આ શાસનનું!

નવકાર આદિ મંગલો છે, વિરતિ આદિ કલ્યાણો છે અને આયંબિલ, ઉપધાન, ઉજમણાં, સંઘ વગેરે ધર્મો છે પણ 'શાસન' શું ?

એનો જવાબ અપેક્ષાએ એ છે કે શાસન એટલે તીર્થંકરદેવોની આજ્ઞાઓ—વિધિનિષેધરૂપ તમામ આજ્ઞાઓ—પ્રત્યે નિરપવાદ પરિપૂર્ણ બહુમાન !

જ્યાં આ બહુમાન છે ત્યાં જ મંગલો, કલ્યાણો અને ધર્મો પ્રાણવંતા બની જાય છે

જ્યાં આ બહુમાન છે ત્યાં થતાં પાપકર્મો બિચારાં-રાંકડાં-બનીને નિષ્પ્રાણ શાં બની રહે છે !

આજ્ઞા-બહુમાનસ્વરૂપ શાસન છે એ નિશ્ચયદષ્ટિથી આપણે વિચાર્યું

હવે વ્યવહારદષ્ટિથી 'શાસન' વિચારીએ નિશ્ચયને જે સાધી આપે તે વ્યવહાર

અનાદિકાળથી ચાર ગતિમય સંસારમાં પરિભ્રમણ કરતા જીવને એકદમ તો ં યામાં આજ્ઞા-બહુમાન ઉત્પન્ન થઈ શકતું નથી એની પૂર્વભૂમિકા રૂપે એને 'સુખમય સંસાર જ સર્વ દુઃખનું અને સર્વ પાપનું મૂળ છે' એ વાત કર્મલઘુતાદિના કારણે જચે છે ત્યાર પછી આવા ભયાનક સંસારનો નાશ કરનાર કોણ છે ? વગેરે જિજ્ઞાસા જાગે છે અને ત્યાર બાદ એના નાશક અને આત્મસ્વરૂપના પ્રાપક તરીકે જ્યારે 'તીર્થંકરદેવ' નજરમાં

આવે છે ત્યારે જે આત્મા તેમના પ્રત્યે અહોભાવથી જોવા લાગે છે તે પછી તેમણે જણાવેલી વિધિનિષેધ સ્વરૂપ આજ્ઞાઓ—ક્રિયાત્મક અને જ્ઞાનાત્મક—નું તે યથાશક્ય આરાધના કરવા લાગે છે.

પણ ધર્મક્રિયાઓનું સેવન કરવા છતાં ય વિષય-કષાયની ઉગ્ર વાસનાઓનું ઝેર ઝટ ઊતરતું નથી એટલે એ આત્મા ક્યારેક ખિન્નતા વગેરે પણ અનુભવે છે. એ વખતે એને ધર્મગુરુ સમજાવે છે કે, "છેવટે પણ આ ધર્મક્રિયાઓ જ તારા વિષને ઉતારશે; માટે એનું જ ભારે બહુમાન અને શ્રદ્ધાપૂર્વક સેવન ચાલુ રાખ."

આ સાંભળીને એ આત્મા આંતરવિષને ઉતારવા સમર્થ એવી એ ધર્મક્રિયાઓનું આરાધન ચાલુ રાખે છે. આમ કરતાં કરતાં—દુકાન ખુલ્લી હોય તો ક્યારેક પણ ઘરાક આવી જાય એ રીતે—વિશિષ્ટ કોટિના ભાવોનો ચિત્તમાં જન્મ થાય છે અને આત્માનું મોક્ષ તરફનું પ્રયાણ વેગવંતુ બની જાય છે. આજ્ઞાપાલન, આજ્ઞા બહુ-માન હવે ખૂબ તીવ્રતા પામે છે.

આ છે; સાધકની પ્રારંભિક સ્થિતિ.

અહીં ધર્મક્રિયાઓ છે; શુદ્ધિની તમન્ના છે; શુદ્ધિ પામવાની અધીરાઈ છે; દુષ્ટ ભાવોનું જાગરણ થઈ જાય ત્યારે હૈયામાં પારાવાર ખેદ છે; ક્યારેક ફળની અધીરાઈ પણ છે, જિજ્ઞાસા પણ છે.

આવી બધી સ્થિતિમાંથી જ ઉપરની વિશુદ્ધ કક્ષાઓ ક્રમશ હાંસલ થતી જાય છે માટે જ વ્યવહારનયથી ઉપરોક્ત તમામ બાબતોને 'શાસન' કહેવાય છે

વળી ચતુર્વિધ સંઘ, દ્વાદશાંગી સ્વરૂપ શાસ્ત્રો, તીર્થ વગેરે ધર્મસંપત્તિઓ, મોક્ષપ્રાપક ધર્મક્રિયાઓને પણ વ્યવહારનયથી શાસન જ કહેવાય

વિષયકષાયો પ્રત્યેની અનાદિકાળની ઝૂરી લાગણી ઉપર કરડી નજર કરાવવાનુ સામર્થ્ય જિનેશ્વરદેવ-પ્રરુપિત ધર્મક્રિયાઓઓમા જ મુખ્યત્વે છે ભલે કદાચ ઘણી ધર્મ-ક્રિયાઓ કરી અને સફળતા ન પણ મળી, છતા જીવમા જો પાત્રતા હશે તો તે ધર્મક્રિયાઓ જ તેને વિષયકષાયોથી, યાવત સમગ્ર સંસારથી મોક્ષ આપશે એ નિર્વિવાદ હકીકત છે

એટલુ જ નહિ, પણ સર્વની ધર્મક્રિયાઓ પણ જો મોક્ષના લક્ષથી કે સુખમય સંસારના તિરસ્કાર કરવામા આવે તો તે આત્મા પણ ચરિગબ્દુની ચાર ન્યાયથી ભવિષ્યમા જૈની ધર્મક્રિયાઓ પામીને મોક્ષ પામી જશે ક્યારેક તો વળી આમ ન થતા ભાવ જૈનત્વ પામીને ય મોક્ષ થવાના વલ્કલચીરી આદિના પ્રસંગો શાસ્ત્રોમા સાંભળવા મળે છે જોકે આવા પ્રસંગો અત્યંત જૂજ બને છે માટે તેને રાજમાર્ગ ન કહી શકાય રાજમાર્ગ તો જૈની ધર્મક્રિયાઓ દ્વારા ધર્મપ્રાપ્તિનો—શાસનપ્રાપ્તિનો છે

આથી જ આ ધર્મક્રિયાઓને પણ વ્યવહારનયથી શાસન કહેવામાં આવે છે.

**ધર્મનું મહત્ત્વ :**

કેવી કમાલ કરી છે ત્રિલોકગુરુ પરમાત્માએ; સિદ્ધાન્તોને વ્યવહારું બનાવી દેતાં ધર્માનુષ્ઠાનોનું સ્વરૂપ બતાડીને ! જાણે કે તે કૃપાલુ કહી રહ્યા છે :

"શું તમારે વિશ્વમાત્રના જીવોને 'અભય' આપી દેવું છે ? ભલે...તમે બે ઘડીના સામાયિકની ક્રિયા કરો. તમે સામાયિકમાં બેઠા એટલે તમામ જીવોની હિંસા બંધ."

"શું તમારે તમારા સધર્મી બંધુઓની ભક્તિનો લાભ લેવો છે ? તો સંઘ, સાધર્મિક–વાત્સલ્ય, નવકારશી વગેરેનું આયોજન કરો ! શું તમારે સર્વ પાપક્રિયામાંથી આજીવન મુક્ત થઈ જવું છે ? તો અણગાર બનો. તે જીવનની રચના જ એવી છે કે તેમાં ખાવા–પીવા, પહેરવા, રહેવાની કોઈ ચિંતા જ કરવી ન પડે."

સર્વજ્ઞોએ ધર્મક્રિયાઓને પ્રબોધીને આપણી ઉપર કૃપા કરવામાં કાંઈ બાકી જ રાખી નથી. છતાં કેવી દુઃખની બીના છે કે ધર્મક્રિયા પ્રત્યે નફરત ધરાવતા ભોગક્રિયાઓના અતિરાગી બુદ્ધિજીવી માણસોએ સીફતપૂર્વક ધર્મક્રિયાઓને મૂળમાંથી ઊખેડી નાખવાનો એક કીમીઓ કર્યો છે. તેઓ કહે છે કે, "કોરી જડક્રિયા નકામી છે.

તેમા સમજણ હોવી જોઈએ અર્થની સમજણ વિના એ ક્રિયા કરવાથી કાઈ ન વળે વગેરે ”

ચાલાકીના આ ખેલમા કોઈ ફસાતા નહિ ધર્મ-ક્રિયામા ભાવ કરતા સદ્દભાવની પ્રથમ જરૂર છે સદ્દભાવ એટલે તે ક્રિયાઓ પ્રત્યે હાર્દિક આદર બહુમાન

જો તમારી પાસે સદ્દભાવ હોય તો ભાવની ઝાઝી ચિતા કરશો જ નહિ ભાવ [ સમજણ ] કાઈ બધાયને આવે નહિ એટલે જો બધા ધર્મક્રિયા ન કરે તો પેલા બુદ્ધિજીવીઓનુ વાર્યુ થઈ જાય એમને કાઇ ‘ભાવ’ ઉમેરવો નથી એમને તો ભાવના નામે ક્રિયા જ ઊખેડી નાખવી છે

ખરી વાત તો એ છે કે જો આ રીતે ભાવવાળી જ ક્રિયાને આપણા પૂર્વજોએ પણ મહત્ત્વ આપ્યુ હોત તો તેઓ ક્યારના ધર્મક્રિયાઓને ત્યાગી ચૂક્યા હોત, આમ થતા આપણા સુધી ધર્મક્રિયાઓનુ સ્વરૂપ જ પહોચ્યુ ન હોત ભાવના પ્રેમીઓએ તો હવે જે ધર્મક્રિયાઓનુ ખોખુ પણ હાથમા આવ્યુ છે તેમા ભાવ પૂરવાનુ જ કામ કરવુ જોઈએ જૂઠો ગોકીરો મચાવવાનુ કામ કરવાથી શો લાભ !

ખેર ધર્મક્રિયાઓ કરતા જ તમે ધર્મગુરુઓ અને ધર્મપ્રકાશક પરમાત્મા સુધી પહોચ્યા છો તેના પ્રત્યેના પૂરા સદ્દભાવ સાથે અને મોક્ષપ્રાપ્તિના લક્ષ સાથે તે ધર્મક્રિયાઓ વધુ ને વધુ કરતા જ રહેજો અને ચાલાકીના દાવપેચમા કદી ફસાશો નહિ

નિશ્ચય અને વ્યવહાર [ ધર્મક્રિયા ] ઉભયમય ધર્મ-શાસન છે. તેને દીર્ઘજીવી બનાવવું હોય તો આપણે નિયમોને નજરમાં રાખીને વ્યવહારનો વધુ ને વધુ અમલ જીવનમાં કરવો જ રહ્યો. તમામ અધર્મોની તમામ ક્રિયા-ઓનો નાશ ધર્મક્રિયામાં બેસવા માત્રથી થાય છે, એ ધર્મક્રિયાનો લાભ નાનકડો ન સમજતા.

આખા શરીરે પ્રસરેલું ઝેર એક વાર ડંખવાળા ભાગે તો આવી જાય, પછી ચૂસી લેતાં કેટલી વાર ? ધર્મ-ક્રિયાઓ મોહના વિષને ડંખ–ભાગે લાવવાનું કામ કરે છે.

આ બધી વાતના નિષ્કર્ષરૂપે અનેક સ્વરૂપ શાસન કહી શકાય.

[૧] આજ્ઞા–બહુમાનસ્વરૂપ શાસન.
[૨] એની ખુમારીરૂપ શાસન.
[૩] સુખમય સંસારની સૂગસ્વરૂપ શાસન.
[૪] એ સૂગ હજી કેમ આવતી નથી ? એના દુઃખરૂપ શાસન.
[૫] આવી સ્થિતિઓ પમાડનારી ધર્મક્રિયાઓ રૂપ શાસન.
[૬] શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘસ્વરૂપ શાસન.
[૭] દ્વાદશાંગી સ્વરૂપ શાસન.
[૮] તીર્થાદિ [ યાવત્ પૂંજણી, ચરવણી, મુહપત્તિ ] સ્વરૂપ શાસન.
[૯] મોક્ષોદ્દેશ સ્વરૂપ શાસન.

## ધર્મ અને શાસન

હવે એ વાત સમજવી સહેલી થઈ પડશે કે જ્યા શાસન, [ આજ્ઞા–બહુમાન ] નથી ત્યાની ધર્મક્રિયાઓને ધર્મક્રિયા જ કહેવાય એને ધર્મ ન કહેવાય ધર્મથી તો મોક્ષ જ મળે, ધર્મક્રિયાઓથી સ્વર્ગાદિ જ મળે, મોક્ષ નહિ

હા, તે ધર્મક્રિયાઓને આપણે જરૂર ધર્મ કહી શકીએ કે જેમા શાસન ભળેલુ છે

આવુ જ પાપક્રિયાઓ સબધમા સમજવુ જે પાપક્રિયાઓ કરતા હૈયામા આજ્ઞા–બહુમાન હોવાના કારણે ખાગવાર દુખ હોય તે પાપક્રિયાઓને પાપની ક્રિયાઓ જ કહેવાય, પાપ નહિ અને તેવી રીતે પાપક્રિયા કરનારને 'પાપી' કહી શકાય નહિ

કારમી દુર્ગતિઓ પાપ કરનારા પાપીને મળે છે, પાપની માત્ર ક્રિયા કરનારાઓને નહિ

હવે વિચારો કે ધર્મની ક્રિયાઓ ધર્મ કહેવડાવવાને લાયક છે કે નહિ ? દાનની ક્રિયા, શીલપાલનની ક્રિયા, તપ કરવાની ક્રિયા વગેરે દાનધર્મ, શીલધર્મ, તપધર્મ રૂપ બનતી હોય તો જ તે મોક્ષ આપી શકે, અન્યથા કદાચ સ્વર્ગાદિ જ

એ સ્વર્ગાદિના સુખ ક્યારેક તો દુર્ગતિના દુખ કરતાય ભૂડાં નીવડતા હોય છે, માટે જ આપણે ધર્મ-

ક્રિયાઓમાં શાસન ભેળવીને તેને ‘ધર્મ’નું સ્વરૂપ આપવું જ જોઈએ, નહિ તો ભૂંડાં સ્વર્ગાદિનાં સુખ લલાટે ટીચાયા વિના નહિ રહે.

યાદ રાખો, આ શાસન વીતરાગ સર્વજ્ઞ પ્રરુપિત છે. જગતના થોડુંક પુણ્ય ધરાવતા માણસોની યોજનાઓ પણ વિશિષ્ટતા ધરાવતી હોય છે, તો જેઓ લોકોત્તર પુણ્યના સ્વામી છે; જેમનું ઐશ્વર્ય દેવો અને દેવોના રાજા–ઇન્દ્રો દ્વારા પુજાએલું છે, જેઓ ચાર અને ચોત્રીશ અતિશયોના ઈશ છે એવા ત્રિલોકગુરુ તીર્થંકરદેવ વડે પ્રકાશિત ‘શાસન’ને બજારની કોઈ માસુલી ચીજ સમજી લેવાની ભૂલ કરજો મા.

જેને લાખો દિગ્ગજ બ્રાહ્મણ પંડિતોએ પણ શિર ઝુકાવી દીધું છે; જેની ખાતર રાજા, મહારાજાઓએ; અબજોપતિઓ અને ક્રોડાધિપતિઓએ જીવન કુરબાન કર્યું છે, જેને વરવા માટે સ્વર્ગસુંદરીઓને પણ એક વાર સ્તબ્ધ કરી દે તેવી રૂપગર્વિતાઓએ રૂપના ગર્વ ત્યજ્યા છે; તેવા શાસનને માસુલી સમજવાની ભૂલ કરનાર આત્મા સ્વયં માસુલી હોવો જોઈએ,

ઇસાઇ લોકો સ્વધર્મના પ્રચાર માટે ક્રોડો રૂપીઆ ખર્ચીને જે સાહિત્ય મફતમાં લાખો લોકોને આપી દે છે તે સાહિત્ય તરફ નજર કરો, અને પછી આ ધર્મશાસન-ની નાનકડી એકાદ કથા તરફ, એકાદ નાનકડા સિદ્ધાન્ત તરફ, એ સિદ્ધાન્તને વ્યવહારમાં ઢાળી દેવાની રીત તરફ

નજર કરો તમે હેરત પામી જશો તમને આ બધુ ય અદ્ભુત ! અનોખુ ! અદ્વિતીય ! લાગશે તમારા મોમાથી તે જ પળે શબ્દો સરી પડશે કે, "આ સર્વજ્ઞનુ જ શાસન છે, આટલી સચોટ રજુઆત બીજુ કોઈ કરી શકે જ નહિ ! આ વીતરાગનુ જ શાસન છે, એટલો બધો વિશુદ્ધ યોગ બીજે સભવી શકે જ નહિ !"

ઓ, ધર્મશાસનના સુભટો ! વિશ્વમાત્રને અચવામા મૂકી દે તેવા નય, નિક્ષેપાદિયુક્ત વિજ્ઞાન, અને તત્ત્વજ્ઞાનથી ખીચોખીચ ભરેલા અને આત્મવિકાસના સુવ્યવસ્થિત, સુ–આયોજિત, સુ–સકલિત, સુ–બદ્ધ વિભાગો, કક્ષાઓ વિગેરેથી ભરપૂર ધર્માનુષ્ઠાનોથી શોભતા એવા આ ધર્મશાસનને જગત સમક્ષ સર્વાગસુદર રીતે મૂકવામા તમે પાછા ન પડો એ ખાતર જેટલા સજ્જ થવાય તેટલા તૈયાર થઈ જાઓ સુયોગ્ય રજુઆત કરવામા ઊણપ ધરાવતો વકીલ સાચો, સો ટકા સાચો—પણ કેમ હારી જાય છે એ હકીકત ન ભૂલો તમારી બેદરકારી, અવગણના, વધુ પડતો આત્મવિશ્વાસ, વધુ પડતી સ્થિરતાની કલ્પના, દેશકાળના પ્રવાહોની જૂઠી મુલવણી વગેરે સર્વહિતકર ધર્મશાસનને સાચી રીતે જગત સમક્ષ મૂકવામા અવરોધો ઊભા કરે છે એમ જો તમને લાગતુ હોય તો સફાળા જાગ્રત થાઓ અને સાચા રસ્તે આવી જાઓ આપણે કશુ જ કરવાનુ નથી દૂધમા જ દૂધપાક બની જવાનુ સામર્થ્ય છે આપણે તો માત્ર કડછી જ હલાવ્યા કરવાની છે

સેંકડો ખૂંખાર આક્રમણો સામે પણ સો હજાર વર્ષથી અડીખમ ઊભેલા ધર્મશાસનના સ્વયંભૂ બળને આપણાં લાખ લાખ વંદન.

ક્યાં ખખડીને ભાંગી જતી આજકાલની સંસ્થાઓ ! નિષ્ફળ જતા પ્રયોગો ! ખતરારૂપ બનેલા અખતરાઓ ! અને ક્યાં આ ધર્મશાસન ! આ યોગનો માર્ગ ! ખતરાની તો જ્યાં કોઈ કલ્પના પણ નથી તેવો શુદ્ધ અને સિદ્ધ રાજમાર્ગ !

જય હો, ધર્મમય શાસનનો !

શાસનમય ધર્મનો !

સફેદ ત્રિકોણ :

આ ધર્મશાસનને એક ત્રિકોણસ્વરૂપ બનાવીએ. અરિહંતદેવનો શ્વેત વર્ણ છે માટે આ ત્રિકોણ પણ શ્વેત કલ્પીએ.

ધર્મશાસનનાં ત્રણ અંગો છે. આ ત્રણ અંગોમાં સમગ્ર ધર્મશાસન સમાઈ જાય છે, કેમકે જગતમાં આત્મતત્ત્વ ત્રણ વિભાગમાં વહેંચાયેલું છે. સ્વાત્મા, પરાત્મા અને પરમાત્મા.

આ ત્રણેય પ્રત્યેનો આપણો સંબંધ અને એ સંબંધ જાળવવા માટેની જરૂરી ગુણસામગ્રી આપણે સમજી તો લેવી જ જોઈએ.

ઉપગ્રહ :

પરાત્માઓ સાથે આપણો ઉપગ્રહ–સંબંધ છે.

પરમાત્મા સાથે આપણો અનુગ્રહ સબધ છે

સ્વાત્મા સાથે નિગ્ર સબધ હોવો જોઈએ

[૧] સર્વ પરાત્મા (જીવરાશિ) સાથે ઉપગ્રહ તો જ સિદ્ધ થશે, જો આપણે તે સર્વ પ્રત્યે અસીમ કરુણા ધરાવતા થઈશુ, આત્મોપમ્ય અનુભવતા થઈશુ, વાગે કોકને અને રડે, આપણી આખ ! કેવી હતી, પરમાત્માની સગમક પ્રત્યે કરુણા !

બિન્દુ રૂપક

સિન્ધુમાથી વિખૂટા પડેલા બે જલબિન્દુઓ વાતો કરતા હતા ચાલો, તેમને સાભળીએ એકનુ નામ જલન રાખશુ, બીજાનુ શમન

જલન બધુ શમન ! આપણે તો હવે સિધુમા પાછા ફરવુ જ નથી સ્વતન્ત્રતાની જે મસ્તી મે માણી તેનો રસ હુ ત્યાગી શકુ તેમ નથી

શમન ભાઈ, જલન ! તારી આ વાત બરોબર નથી સ્વતન્ત્ર રહેવામા તો જોખમોનો સુમાર નથી, આપણુ અસ્તિત્વ પણ કદાચ ગુમાવી દઈએ એના કરતા બીજા અસખ્ય ભાઈભાડુ સાથે રહેવામા શુ વાધો ? ચાલ, જલ્દી સિન્ધુમા ભળી જઈએ

જલન ના હુ તો હવે પાછુ ફરવાનુ જ નથી. તને ઠીક પડે તેમ તુ કર

અને શમન સિન્ધુમા ચાલ્યુ ગયુ

જલન ! એકલું પડી ગયું. એને એની રીતે સ્વતન્ત્રપણે કોઈની પણ કશી અપેક્ષા વિના જીવન જીવવાનો આનંદ માણવાની ખુમારી આવી ગઈ હતી. ખરેખર, એણે આ જુગાર જ રમી નાખ્યો હતો.

રેતીના કણમાં પડેલા એ એકલવાયા બિંદુ ઉપર સૂર્યનાં સહસ્રો કિરણ ત્રાટક્યાં. રેતીના કણ કણ એને શોષવા માટે ધસી આવ્યા. પવનના વાયુકણો એની ઉપર વીંઝાવા લાગ્યા. થોડીક પળો માંડ ટક્યું ન ટક્યું ત્યાં તો ચાર વર્ષની એક બેબલી ત્યાંથી પસાર થઈ. એના પગ તળે એ કચડાઈને ખલાસ થઈ ગયું.

શેકાયું, તપાયું, શોષાયું જીવનમાં.

પગ તળે કચડાઈને અંત આવ્યો મરણમાં. અને પેલું સિન્ધુને મળી ગએલું બિન્દુ ?

સૂર્યના અવિરત તીક્ષ્ણ તાપે પણ ન શેકાયું, રે ! બેબલીના પગે કચડાઈ મરવાનું કલંક તો દૂર રહ્યું પણ હજારો ટન માલ ભરેલી સ્ટીમરની નીચે ય એ ન કચડાયું.

કેવો અદ્ભુત વ્યક્તિત્વ વિકાસ ! અને પેલો કેવો અસ્તિત્વ–નાશ !

કરુણાસાગર ત્રિભુવનપતિ પરમાત્મા મહાવીરદેવ જીવ માત્રને ઉદ્બોધતાં જણાવે છે કે, "તમે બળવાખોર ન બનો. ચમચી જેટલાં તમારાં પુણ્ય છે. તેટલા માત્રથી તમે છકી જાઓ, અનેક જીવો સાથેના સ્નેહ પરિણામો

તોડી નાખો, દરેકની સાથે તડફડ કરવા લાગો એ જરા પણ ઉચિત નથી. ધરના સ્વજનોથી માંડીને વિશ્વના સર્વ જીવો સાથે સ્નેહ પરિણામ હોવો જ જોઈએ."

કેવી સુંદર આ પ્રેરણા છે ? ઘડીઆળનો કોઈ પણ એક નાનામા નાનો-સ્ક્રુ કાઢી નાખતા ઘડીઆળ કામ કરતુ બંધ પડે છે એ જ બતાવે છે કે નાનામા નાના સ્ક્રુની પણ કિંમત છે, એનુ પણ એ યન્ત્રમા કયાંય અપરિહાર્ય સ્થાન છે

આવુ જ જગતના ઘડીઆળનુ છે એના નાનામાં નાના જંતુનો પણ આ જગત ઉપર ઉપકાર છે કહે છે કે અળસીઆ પણ પોતાની લાળ પાડીને ધરતીને રસકસવાળી બનાવે છે ગૂંગી-લંગડી મંગા પડેલી પશુની કોઈ પણ જાત ઇન્દ્રિય ખાતર આપીને માનવજાત ઉપર નિ:સીમ ઉપકાર કરે છે વનસ્પતિના તત્ત્વો પણ માનવીય આરોગ્ય રાખવામાં મદદગાર બને છે જો આ જ વાસ્તવિક પરીક્ષા છે તો જીવ માત્ર પ્રત્યે કેવો નિર્ભેળ-અનાસક્ત સ્નેહ પરિણામ હોવો ઘટે ?

વૈજ્ઞાનિક મિકેનિઝમ એલોપથી ઔષધિઓની બનાવટ પૂર્વે ઉંદર, સસલા, વાંદરા વગેરે કરોડો પંચેન્દ્રિય જીવો ઉપર પ્રયોગો કરવામાં આવે છે તેમાં તે જીવોને ધાન પીમાં ઘાતકી રીતે રિબાવવામા આવે છે અને અંતે મારી નાંખવામા આવે છે સ્થાની ... જર્મન વૈજ્ઞાનિક ... પ્રમ ... કર્યું ... જ કર્યું છે કે બીજાઓને

ક્રિયાઓના 'ઓબ્જેક્ટ'માં વધુ રસ ધરાવતી આ દુનિયાને તેના સબ્જેક્ટ્સ–'હું, તું, કે તે'ની સામે જોવાની પણ ફુરસદ નથી; તેના ચિંતન કે સંશોધનની પણ જરૂર જણાતી નથી.

ક્રોડો રૂપીઆ; લાખો માનવો; ક્રોડો કલાકો; વિપુલ પુણ્યશક્તિઓ—બધું ય ખાવા, પીવા વગેરે ક્રિયાઓ પાછળ બરબાદ ! પણ એકાદ માનવ; એનો એકાદ કલાક; એની થોડીક બુદ્ધિશક્તિ, 'હું કોણ ? તું કોણ ? તે કોણ ?' એના ચિંતન–મનન ખાતર કદાપિ ફાજલ પડતી નથી, "હું આત્મા છું તેનું શ્રેય મારું કર્તવ્ય છે. તું જીવ છે. તેનું પ્રેય મારી કરુણામાં છે. તે પરમાત્મા છે તેનું સ્વરૂપ મારું ધ્યેય છે." આવું તો ક્યાંય કોઈ બોલતું–સાંભળતું ય નથી !

જેવું બન્યું છે આ ભોગરસિકોની ધરતીમાં, તેવું જ ક્યાંક બન્યુ છે, ધર્મીઓની દુનિયામાં. અહીં પણ જાણે સબ્જેક્ટ ખોવાયો છે અને માત્રને ઓબ્જેક્ટ પુજાયો લાગે છે.

સબ્જેક્ટ છે; શાસન.

ઓબ્જેક્ટ છે ધર્મક્રિયાઓ. ખોવાયેલાને ખોળી કાઢવો હોય તો આપણે જ હવે ખોવાઈ જવું પડશે. ચાલો, ચાલો, હવે તો ઘણું મોડું થઈ ગયુ છે...એકડો ન હોય તો મીંડાં ઉપર મીડાં ચડાવ્યે જવાની ભૂલ હવે ન કરીએ. મીંડાં ભલે જ રહ્યાં; માત્ર શરૂઆતમાં એકડો જ ગોઠવી દેવાની જરૂર છે. આટલું થઇ જાય તો મીંડાંની હારમાળા નિષ્ફળ નહિ જાય.

[ ૩ ]

સૂર્ય મધ્યાહ્નમા પ્રવેશી ચૂક્યો હતો બપોરના સમયનો ઉકળાટ ઠીક ઠીક વર્તાતો હતો

એ વખતે અમેરિકાના એ શહેરમા આવેલા સિનેમાના ટૉકિઝની ટિકિટબારીએ ગોઠવાયેલી વિરાટ લાઈનમા ઊભેલા એંશી વર્ષના એક માજી અચાનક પડી ગયા, અને બેભાન થઈ ગયા

તાપના બફારામા ઊભેલા–ઘરડાના વૃદ્ધા માટે આમ બનવુ અસંભવિત ન હતુ

યોગાનુયોગ એ જ વખતે સિનેમાનો મેનેજર પોતાના ખંડમાંથી નીકળીને આ જ માર્ગે જતો હતો. તે બેભાન થઈ ને પડી ગયેલા માજીને જોતા જ તે ત્યા દોડી ગયો

ઉપચારો વડે માજીને સ્વસ્થ કર્યાં માજીએ મેનેજરનો આભાર માન્યો ત્યારે મેનેજરે તેમને પૂછ્યુ, "માજી! આટલી મોટી વયે તમને વળી સિનેમાનો શોખ! મને જરાક આશ્ચર્ય થાય છે!"

"દીકરા!" માજીએ સ્મિત વરસાવતા કહ્યુ, કોઈને પણ આમ માટે આવી જિજ્ઞાસા થાય સાભળ વાત એમ છે કે ભરયુવાન વયે મારો એમનો એક

આ માણસે મારા જીવનનાં છેલ્લાં વર્ષો કે જેના પ્રત્યેક કલાકમાં એકના એક પુત્રના વિરહની વેદનાથી હું રાત ને દી કણસતી હતી; આપઘાત કરી નાંખવા મથતી હતી તે ત્રાસને દૂર કર્યો. મારા પુત્ર જેવી જ આબેહૂબ આકૃતિ ધરાવતા કલાર્ક ગેબલનું મોં જોવાની મને ઘેર બેઠાં અનુકૂળતા કરી આપી.

મારા આત્માને એણે પૂર્ણ શાન્તિ આપી. દીકરા ! મારા વહાલા મેનેજર ! મને પુત્રનું દર્શન કરાવવા બદલ —કૃતજ્ઞતાની રૂએ—નાનકડી આ રકમ તને અર્પણ કરું છું. જરૂર સ્વીકારજે."

નથી આ કોઇ સિને-ક્ષેત્રની કથા કહેવાનું સ્થાન; કે નથી કોઇ તૈયારી; એવી અપ્રશસ્ત અનુમોદના કરી દેવાની.

નયદૃષ્ટિથી એક જ તાર ખેંચવાનો છે; એક જ ત્રિરાશી માંડવાની છે કે જો એક પુત્રનું મુખદર્શન કરાવી દેનાર આત્માને દસ લાખ ડોલર જેટલી જંગી રકમની ભેટ કરી શકાતી હોય અને માનવીય લાગણીની રીતે પણ તેમાં જો કશું જ અજુગતું ન ગણાતું હોય તો સબૂર ! જે ત્રિલોકગુરુએ ઉપરથી સોહામણા દેખાતા જગતના બિહામણા-વાસ્તવિક-સ્વરૂપનું દર્શન કરાવી દીધું; જેમણે 'રૂક જાઓ !' નો આદેશ આપીને વિનાશીને અવિનાશી માનીને ભેટવા ધસતા અગણિત આત્માને

ઉગારી લીધા, નારીની અશુચિતાનુ હૂબહૂ ભાન કરાવીને જેમણે ક્રોડો આત્માઓને દુર્ગતિની ખાઈમા ગબડી પડતા બચાવી લીધા એવા એ ત્રિલોકગુરુ પરમાત્માના ચરણે કેટલુ ધન ધરી દેવુ જોઇએ ? એની આજ્ઞાને શિરસાવદ્ય કરવા જતા ધડ ઉપરથી માથુ જાય કે જીવનની ખેતી થઈ જાય તો શાને સારુ પાછી પાની કરવી જોઇએ ?

મહાકરુણાના સ્વામીએ જગત્સાક્ષાત્કાર કરાવીને ઈશ્વરસાક્ષાત્કાર અને આત્મસાક્ષાત્કારના માર્ગને સાવ જ મોકળો બનાવી દીધો છે આપણે એમના કેટલા ઉપકાર—બોજ તળે દબાયેલા છીએ એનુ ગણિત કરવાને આપણી પાસે આકડા જ નથી, બુદ્ધિ નથી, સમય નથી, શક્તિ પણ નથી

એવા એ તારક તીર્થંકરદેવના શાસનનો યોગક્ષેમ એ જ આપણુ જીવન બની રહો શ્વાસપ્રાણ બની રહો આપણી સાધના બની રહો



જો આ 'શાસન' અમને ન મળ્યુ હોત તો ? "તો અમે અનાથ બનીને વિષય-કષાયના અંધકારમા જ્યા ને ત્યા અથડાતા ટીચાતા હોત, દુર્ગતિઓમા જ આટા-ફેરા મારતા હોત"

પૂર્વ જીવનમા જૈનધર્મ-શાસનના કટ્ટર દ્વેષી હતા એવા સૂરિ-પુરંદર આચાર્ય ભગવંત શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાના જીવનમા કેવો હતો જૈન શાસનનો ઉપકાર ?

## આર્યાવર્તની લોખંડી તાકાતનાં ચરણો

[૪]

જે દેશની પ્રજા લાખો ક્રોડો–અગણિત વર્ષોથી ત્યાગ, તિતિક્ષા, ક્ષમા, સદાચાર, વિરતિ કરુણા અને પ્રેમ વગેરે પ્રથમ હરોળના ગુણોથી સુશોભિત બની રહીને ઉન્નત મસ્તકે, અભયને વળીને જીવન જીવી રહી છે; જેણે આતતાયીઓને મારી હઠાવ્યા છે; દુષ્ટોને જેર કર્યા છે; દુષ્ટતાને નાથી છે; જેણે શીલાદિનું પાલન કરીને વીરપુત્રો અને વીરાંગનાઓની જગતને ભેટ ધરી છે; જેણે કદી કયાંય ભીખનો હાથ લંબાવ્યો નથી; ગુલામીની સેજ ઓઢી નથી એવી પ્રજાના મૂળમાં એવું તે શું હતું? જેથી એ આવું જીવન પામી એ જાણવાની સહુને ઈચ્છા થાય તે સહજ છે.

એના મૂળમાં હતી ચાર પુરુષાર્થની સંસ્કૃતિ. એ ચાર પુરુષાર્થમાં પ્રધાન હતો મોક્ષ પુરુષાર્થ; અને એના સાધનભૂત હતો ધર્મ પુરુષાર્થ.

અર્થ અનર્થ ન બની જાય અને કામ, દુરાચાર ન બની જાય તે માટે તે અર્થ અને કામમાં ય નીતિ, સદાચાર આદિનો ધર્મ ઘાલી દેવામાં આવ્યો હતો.

જ્યાં 'મોક્ષ' જ સર્વનું અનન્ય લક્ષ હોય; જ્યાં ધર્મ જ જીવનનો શ્વાસપ્રાણ બન્યો હોય; જ્યાં અર્થ-

કામને પણ ધર્મથી નિશ્રિત કરવામા આવ્યા હોય ત્યાની પ્રજા પુણ્યનુ અઢળક ભાથુ બાધે તેમા ની નવાઇ ?

આથી જ આ પ્રજામા એવી અનેક પુણ્યવતી વિશિષ્ટ પુણ્યશાલિની વ્યક્તિઓ હતી, જે બુદ્ધિ, પ્રતિભા, બ્રહ્મચર્ય, શૌર્ય, વિદ્વત્તા, કવિત્વ, ત્યાગ, તપ, સન્યાસ વગેરેમાથી કોઇને કોઇ ગુણુને બેજોડ રીતે સિદ્ધહસ્ત કરી લેતી હતી આવા વૈશિષ્ટ્ય વરાવતી વ્યક્તિઓનુ પ્રજામા નોખુ અને અનોખુ સ્થાન તરી આવતુ સહુ એને માન આપતા, સન્માનતા, એના ગૌરવોને ગાવામા ગૌરવ અનુભવતા સહુ એની અદબ પણ જાળવતા

આવા વિશિષ્ટ પુણ્ય ધરાવતા વ્યક્તિત્વની રક્ષા માટે ક્યારેક બલિદાનો પણ દેવાતા વિશ્વના એ જવાહરના પણ જવાહરની રક્ષા કાજે રણુ પણ રમાતા અને શિર પણ વધેરાતા સહુ કહેતા "લાખો મરજો પણ એનો તારણુહાર ન મરજો"

એક દેશની પ્રજાએ પોતાના સતને શત્રુપક્ષે અપહરણુ કરી લેતો જાણ્યો ત્યારે તે સતને પાછા મેળવવા માટે પ્રજાએ અખૂટ ઝવેરાતનુ ભેટણુ ધર્યું તો ય રાજા ન રીઝયો જાતજાતના ઉપાયો કર્યા તો ય રાજાએ પ્રાણુ-પ્યાગ સતને છોડવાની ના પાડી ત્યારે પ્રજાજનોએ જોઇએ તેટલા પોતાના માથા કાપી લેવાની વાત મૂકી પણ તો ય શત્રુ રાજા ન રીઝયો ત્યારે ખુદ રાજા તેની પાસે ગયો અને પોતાનુ મસ્તક ઉતારી લઇને સતપુરુષ

પ્રજાને પાછા સોંપવાની પગમાં પડીને કાકલૂદી કરી ત્યારે શત્રુરાજાનું નિષ્ઠુર હૃદય પણ હલબલી ગયું અંતે તેણે કશા ય બદલા વિના તે સંતપુરુષ પ્રજાને પાછા સોંપી દીધા !

આવી હતી; આ દેશની પ્રજાની કલ્પના કે વિશિષ્ટ પુણ્યવંતી વ્યક્તિઓનાં મૂલ ઘણાં છે; તેમનાં તો ગમે તે રીતે જતન કરવાં જ રહ્યાં. આવી હતી; પ્રજાની લોખંડી તાકાતના મૂળમાં પડેલી સમજ.

પણ પ્રજાની એ ‘લોખંડી તાકાત’ની વાત અહીં જ પૂરી થઈ જતી નથી. રે ! એ ‘લોખંડી તાકાત’ની કથાની આ તો હજી શરૂઆત જ થઈ છે. ચાલો, હવે જરાક આગળ વધીએ.

આર્યાવર્તની પ્રજાએ વિશિષ્ટ પુણ્યશાલી વ્યક્તિને ભારે મહત્ત્વ આપ્યું હતું. પણ જો રાષ્ટ્ર [દેશ = ધરતી] ઉપર આફત આવતી તો તે વિશિષ્ટ પુણ્યવંતી વ્યક્તિઓ પોતાનો જાન કુરબાન કરી દેતાં પળનો ય વિલંબ ન કરતી, કેમકે સહુ માનતા હતા કે આર્યાવર્ત ખૂબ મહાન છે. આ ધરતીના કણકણમાં સંતોનું સત ઘુમરાઇ રહ્યું છે. એવી ધરતીની રક્ષા કાજે બધું જ ફના કરી દેવું જોઇએ, ગમે તેવી મહાન વ્યક્તિએ પોતાનો ભોગ આપી જ દેવો જોઇએ.

આવી સમજણના કારણે જ રાષ્ટ્ર ઉપરનાં આક્રમણો-ને મારી હઠાવવા રજપૂતો (ક્ષત્રિયો) એ રણસંગ્રામો

ખેલ્યા છે અને મોતને મધથીય ઝાઝેરું મીઠુ ગણીને ભેટયા છે એમની તો એ માન્યતા જ હતી કે રણમા મરતો રજપૂત જ સ્વર્ગે જાય

આર્યાવર્તની લોખડી તાકાતનુ આ બીજુ ચરણ કે રાષ્ટ્રરક્ષા કાજે કોઈ પણ વ્યક્તિ કોઈ પણ કુરબાની આપે

લાખો વ્યક્તિઓએ આવી કુરબાનીઓ રાષ્ટ્રરક્ષાના ચરણે ધરી દીધી છે આ વિષયમા મન્ત્રીશ્વર કલ્પકનો પ્રસગ ખૂબ જ રોમાચક છે એક માણસ રાષ્ટ્રરક્ષાની ખાતર પોતાની અને તમામ કુટુબીજનોની આહૂતિ આપી દેવા સુધીના પુરુષાર્થની અગનજ્વાળામા કેવો ઝપલાવે છે તે તો એ ઐતિહાસિક સત્ય ઘટના જ તમને કાનમા કહી જશે

**લોખ ડી તાકાતનુ ત્રીજું ચરણ** આર્યાવર્તની લોખડી તાકાતનુ ત્રીજુ ચરણ છે રાષ્ટ્રનો ( ધરતીનો ) ભોગ દેવો જ પડે તો દઈને પણ પ્રજાની રક્ષા કરો

વ્યક્તિ કરતા રાષ્ટ્ર મહાન, રાષ્ટ્ર કરતા પ્રજા મહાન

એવા કેટલાક પ્રસગો સાભળવા મળે છે, જેમા આખી ને આખી પ્રજાએ પોતાનું જીવન બચાવી લેવા માટે રાષ્ટ્ર બીજાને ધરી દીધુ છે યા તો પોતે જ રાષ્ટ્રનો ત્યાગ કરી દીધો છે પછી જ્યારે તક મળી ત્યારે તે પ્રજાએ સ્વ–રાષ્ટ્રનો પાછો કબજો પણ મેળવી લીધો હતો આમ અવમગ્ન બનીને પ્રજા પોતાનું અસ્તિત્વ અને

વ્યક્તિત્વ ટકાવી રાખતી હતી પણ ઝનૂનમાં આવીને કે બુદ્ધિના સાવ જડ બનીને પોતાનું અસ્તિત્વ જ નષ્ટ કરી દેવાની મુર્ખામી તે કદી ન કરતી. 'જીવતો નર ભદ્રા પામે' એ આ જ આર્યાવર્તની કહેવત છે ને ?

**ચોથું ચરણ :** પ્રજા કરતાંય ચાર પુરુષાર્થની મોક્ષલક્ષી, ધર્મપ્રધાન સંસ્કૃતિ મહાન છે, માટે પ્રજાનો ભોગ લઈને પણ સંસ્કૃતિની રક્ષા કરો.

આ હતું આર્યાવર્તની લોખંડી તાકાતનું ચોથું ચરણ. સંસ્કૃતિની રક્ષા ખાતર તો વ્યક્તિ પણ ભોગ આપે, રાષ્ટ્રનો પણ ભોગ લેવાય અને પ્રજાનું પણ બલિદાન આપી દેવું પડે.

સંસ્કૃતિ તો આ પ્રજાની જીવાદોરી છે. આધાર છે. એના જીવનમાં જ પ્રજાનું ગૌરવવંતુ જીવન છે. સંસ્કૃતિનો નાશ થયા બાદ જો કોઈ પ્રજાજનો જીવતા રહ્યા તો તે મડદાંથી પણ વધુ ગંધાઈ ઊઠેલા સમજવા. એવા જીવનમાં અન્યાય, અનીતિ અને દુરાચાર વગેરેની બદબૂ જ મળે. નિર્વીર્યતા, નિર્માલ્યતા કે નપુશંકતાના કીડા જ પડેલા જડે.

ચૂંથવાથી પ્રાણહીન થયેલા પુષ્પની ગુલાબી લાલી કેટલી ટકે ? થોડી જ વારમાં તે કરમાય; તેમાંથી ગંધ જ પ્રગટે; તેનાં કીડા જ પડે.

શા માટે રામચન્દ્રજીએ સીતાનો વનમાં પરિત્યાગ કર્યો ? પોતે તો સીતાજીને 'મહાસતી' જ માનતા હતા;

પછી લોકાપવાદને તે આધીન કેમ થયા ? બેશક, લોક-પવાદ ધ્યાનમા લેવો તે ગુણ છે પણ રામચન્દ્રજીને તેની પાછળ શુ દેખાયુ કે નિર્દોષ એવા એક પ્રજાજનનો (સીતાજીનો) ભોગ લેવાનુ પગલુ ભર્યું ?

વિચાર કરતા એમ લાગે છે કે એમ કરવાની પાછળ સસ્કૃતિરક્ષાની જ એક સુવિશુદ્ધિ નેમ હતી રામચન્દ્રજી એવુ માનતા હતા કે "શુદ્ધ એવી પણ સીતાને જો હવે મહેલમા રાખીશ તો લોકો બેફામપણે યદ્વાતદ્વા બોલશે કે, 'બાયડીઘેલા રામે, કુલટાને ઘરમા રાખી'

એટલુ જ નહિ પણ લોકો પણ 'યથા રાજા તથા પ્રજા' ન્યાયે તેવુ અનુકરણ કરવા લાગશે

જો આમ થશે તો ઘર ઘરમાથી શીલ અને સદા-ચારની સસ્કૃતિનો મૂળમાથી નાશ થઈ જશે આવી સ્થિતિમા જો સસ્કૃતિની રક્ષા માટે જાગી રાખવી જ હોય તો સીતાને વનમા મોકલી જ દેવી જોઈએ"

સસ્કૃતિની રક્ષાના એકમેવ કારણ ખાતર રામચન્દ્ર-જીએ પોતાના અત્યન્ત નિકટ પ્રજાજનનો—વહાલી પત્નીનો—ભોગ લીધો

નારીઓના શીલની રક્ષા ખાતર હિટલર જેવાએ પણ તેમને જાહેર-સ્થાનો ઉપર જતી અટકાવી, તેમને ઘરમા જ રહીને સ્વકર્તવ્ય બજાવવાનો હુકમ કર્યો આમ

થતાં નારીઓનું સ્વચ્છંદનું સુખ ઘવાયું પણ હિટલરે તેની પરવાહ ન જ કરી.

સંસ્કૃતિની રક્ષા ખાતર બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, સ્ત્રી કે પુરુષ, સાધુ કે સંસારી, રાજા કે પ્રજા–તમામને કાંઈ ને કાંઈ બલિદાન ફરજિયાતપણે આ આર્યાવર્તમાં આપવાનું હોય જ છે. દરેકને બંધનો હતાં, મર્યાદાઓ હતી. એના વર્તુળમાં દરેકને રહેવું જ પડતું. ગમા કે અણગમાનો ત્યાં પ્રશ્ન જ ઉપસ્થિત થતો નહિ. નારીને કદી એમ લાગતું જ નહિ કે, "મને ઘરકૂકડી કેમ બનાવાઈ છે?" તો પુરુષને કદી એમ થતું જ નહિ કે, "પૈસા કમાવાની ઢોર મજૂરી અને બધી જવાબદારી મારા જ માથે કેમ નાંખવામાં આવી છે?" ક્ષત્રિય કદી એવી ફરિયાદ કરતો જ નહિ કે, "મને કેમ તોપના મોં સામે ધરવામાં આવે છે અને જાતની બાજીઓ લગાવાય છે?"

બ્રાહ્મણ કદી કોઈને એવું પૂછતો જ નહિ કે "વિદ્યોપાર્જન સિવાય વૈભવવિલાસનું સુખ મને કેમ ન મળે?" ઈત્યાદિ.

કેમકે સહુ સ્વકર્તવ્ય સમજતા; સહુ એમાં રહીને સંસ્કૃતિરક્ષા કરતા. જેટલી જીવંત સંસ્કૃતિ! તેટલો જીવંત આર્યવર્તનો આદમી! પછી તે કોઈ પણ હોય! ક્ષત્રિય હોય, શૂદ્ર હોય કે ભિક્ષુક હોય!

જો તળાવમાંથી પાણી સમૂળગું શોષાઈ જાય તો એક પણ માછલી બચે ખરી ? ભલે ને, કિનારેથી કોક માયાવી ગોળમિશ્રિત ચણાના લોટની ગોળીઓ માછલીઓને નાખતો હોય ! ભલેને તે ગોળીઓ ખાઈ લેતી માછલીઓ થોડીક તગડી બનતી દેખાતી હોય !

પાણી જ જેનું જીવન છે એને તો પાણીના શોષણમાં 'સર્વનાશ'થી જરા ય ઓછું સાંપડવાનું જ નથી

પાણી એટલે સંસ્કૃતિ, અને માછલી એટલે પ્રજા, માયાવી જન એટલે ગોરા મુત્સદ્દીઓ, ચણાની મીઠી ગોળીઓ એટલે જાતજાતની મદદો

કેટલાક સૈકાઓ પૂર્વે આ દેશમાં સંસ્કૃતિરક્ષા કાજે ત્રણ ત્રણ પ્રાણો સ્વયમેવ અપાયાની અદ્ભૂત ઘટના બની છે શીશ માથે ત્રણ બલિદાનો

ભારતના એક રાજ્યનો એ રાજા હતો એનું નામ હતું, વત્સરાજ

ઈશ્વરનો એ ભક્ત હતો, દુખિતોનો એ મિત્ર હતો, જાતે એ પવિત્ર હતો એના વિશુદ્ધ જીવનના પ્રભાવથી જ એનું રાજ્ય સમૃદ્ધ હતું, સ્વસ્થ હતું અને ખૂબ શાન્ત હતું પ્રજા એને ચાહતી હતી, મિત્રો એનો સત્સંગ ઇચ્છતા હતા સેવકગણ આવો સ્વામી મળ્યાની ખુમારી માણતો હતો

ધર્માત્મા વત્સરાજને એક વખત તીર્થ–યાત્રાઓ

વિપ્રકન્યાઓને અંતરથી વધામણાં આપ્યાં. એમના શબ ઉપર પુષ્પાંજલિ અર્પી વૃદ્ધાઓ કહેવા લાગી : આ બલિદાનો કદી એળે નહિ જાય. ભારતની ધરતી ઉપર થનારી ભાવી પ્રજાના શીલનો ગઢ આ બલિદાનોના રક્તથી વધુ જીવન પામી ગયો !

દિવસો જતાં રાજા વલ્લરાજ નગરમાં આવ્યા. આવતાંવેંત તેમને સઘળા સમાચારો મળ્યા. નગરના અગ્રણી નાગરિકોએ અત્યંત શોકાર્ત બનીને વલ્લરાજને આ સમાચાર આપ્યા હતા. સહુના અંતરમાં એક જ કોયડો ચક્કાવા મારી રહ્યો હતો કે પુત્રના તથા બે પ્રજાજનોના મૃત્યુના સમાચાર સાંભળતાં રાજાસાહેબને કેવો કારમો આઘાત લાગશે ? એ આઘાતને નહિ જીરવતાં અંતે તેમને પણ કદાચ યમરાજ આ દુનિયામાંથી ઉપાડી લેશે.

પણ નાગરિકોની આ માન્યતા ધરાર મિથ્યા ઠરી. જ્યારે તેમણે રાજાસાહેબને આ સમાચાર આપ્યા ત્યારે જરાય અસ્વસ્થ થયા વિના વલ્લરાજે તેમને કહ્યું, “હજી મારા પૂર્વજોનું પુણ્ય ગગનમાં મધ્યાહ્ને તપી રહ્યું છે. એથી જ મારો પુત્ર અને મારી દીકરીઓ કુશીલતાનો માનસિક સ્પર્શ પણ ન કરી શક્યાં. જીવનમાં કોઈ કલંકનો કાળો ડાઘ લાગતાં પહેલાં જ તેમણે પોતાના પવિત્ર દેહમાંથી પ્રાણ છોડી દીધા ! ઓ ઇશ ! તારી આથી વધુ મહેરબાની મારા ઉપર બીજી શી હોઈ શકે ?”

આર્યાવર્તની લોખડી તાકાતના ચાર ચરણો આપણે જોયા, સન્માન્યા (૧) પુણ્યવતી વ્યક્તિની રક્ષા (૨) વ્યક્તિભોગે રાષ્ટ્રરક્ષા (૩) રાષ્ટ્રભોગે પ્રજારક્ષા (૪) પ્રજાભોગે સસ્કૃતિરક્ષા

**લોખડી તાકાતનુ પાચમુ ચરણ** સસ્કૃતિકરતાય મોક્ષલક્ષી ધર્મ (ધર્મક્રિયાઓ) ખૂબ મહાન છે સસ્કૃતિને ગૌણ કરીને પણ ધર્મરક્ષા કરવી પડે તો તેમ કરી લેવુ જરૂરી માનવામા આવ્યુ છે ધર્મની રક્ષા ખાતર વ્યક્તિનો, રાષ્ટ્રનો, પ્રજાનો કે સસ્કૃતિનો પણ ભોગ લઇ શકાય બેશક, એની જ કોઇ કટોકટીની પળોમા સ્તો

આ વિષયમા આગળ વધતા પહેલા સસ્કૃતિ અને ધર્મ વચ્ચેનો તફાવત એક જ વાક્યમા હુ સમજાવુ

વાનરને નર બનાવે તે સસ્કૃતિ અને નરને નારાયણ બનાવે તે ધર્મ અથવા પશુથી માનવને જે જુદા પાડે તે સસ્કૃતિ, માનવને જે મહામાનવ બનાવે તે ધર્મ

ન્યાય, નીતિ, દયા, પ્રેમ વગેરે તત્ત્વો કે જે સઘળા મોક્ષલક્ષી ધર્મના પાયામા લગભગ સર્વસમતરૂપે સ્વીકૃત બન્યા છે તે બધાં સસ્કૃતિના અગો છે આ અગોના પાલનથી માણુસ ખરા અર્થમા માણુસ બને છે એનામા માણુસાઇ–સજ્જનતા–આવે છે આ પછી તો ધર્માનુષ્ઠાનો કરવાનો અધિકાર પ્રાપ્ત કરે છે આ ધર્માનુષ્ઠાનો તે ઇન્સાનને ભગવાન બનવા સુધીની કક્ષાએ મૂકી શકે છે

ધર્મ અને ધર્માનુષ્ઠાનો તો તે જ કહેવાય જેનાથી

નિશ્ચિતપણે આત્માને મોક્ષ મળે. જો ધર્મક્રિયાઓ પણ મોક્ષ આપવાને બદલે સ્વર્ગાદિ ગતિનો સંસાર જ આપતી હોય તો અર્થ અને કામ પણ તેવા જ સંસારવર્ધક છે, તો તે બધામાં ઝાઝો ફરક જ રહે નહિ. માટે જ ધર્મ તેને જ કહેવો જોઇએ કે જે સાક્ષાત કે પરંપરયા પણ મોક્ષ જ આપવાનું સામર્થ્ય ધરાવતો હોય.

આવા ધર્મની રક્ષા ખાતર સંસ્કૃતિને પણ ગૌણ કરી શકાય. 'ધમ્મે માયા નો માયા' આ એક જ સૂત્ર દ્વારા આ હકીકતને શાસ્ત્રકાર પરમર્ષિઓએ અદ્ભુત રીતે સમજાવી દીધી છે.

ઉપરની કક્ષાના ગુણોને સિદ્ધ કરવા માટે કે તે ગુણોની રક્ષા કરવા માટે નીચલી કક્ષાના ગુણોને ગૌણ બનાવવા પડે કે અવગુણને અપનાવવો પડે તો તે વિકાસની જ પ્રક્રિયાનું એક અંગ છે.

ધર્મસિદ્ધાન્તની રક્ષા માટે મયણાસુંદરીને પિતાની સામે થવા જેવું પણ ક્યાં નથી કરવું પડયું ?

મુનિજીવનની પ્રાપ્તિ માટે મુમુક્ષુને સરળતા દૂર મૂકવા જેવી કરીને માયા જેવું આચરણ ક્યાં નથી કરવું પડતું ?

ધર્મરક્ષા કાજે નીચલી કક્ષાના માનવોને ચશમપોશી કરવી પડે તો તેમ કરી લેવાની વાત પણ શાસ્ત્રકાર પરમર્ષિઓએ ક્યાં નથી જણાવી ?

ધર્મ અને ધર્મક્રિયાઓ ( ધર્મસ્વરૂપ )નુ સ્થાન માનવતા વગેરે સસ્કૃતિના પાયાના તત્ત્વો કરતા બેશક ચડીઆતુ છે.

કુમારિલ ભટ્ટ નામના પડિતે પોતાના વૈદિક ધર્મની રક્ષા ખાતર બૌદ્ધોની સામે કેવુ માથુ ઊચકયુ ? કયા સુધી પ્રયત્નો કર્યા ? અને અતે કેવી જાનફેસાની કરી ? તે પ્રસગ જાણવા જેવો છે આ વ્યક્તિના જીવનના બીજા પાસાઓને વિચારવાનુ કે નજરમા લેવાનુ અહીં અપ્રસ્તુત સમજીને આપણે ચાલવાનુ છે માત્ર ધર્મરક્ષા માટે અપાતા બલિદાન–ફિદાફિલીને જ આપણે સમજવાની છે અને તેને જીવનમા પચાવવાની છે

**કુમારિલ ભટ્ટ.**

ઘણા વર્ષો પૂર્વે ભારતની અદર બૌદ્ધ સસ્કૃતિનો પ્રચાર વ્યાપક બની રહ્યો હતો બૌદ્ધધર્મ નિર્વાણપદને તેવા પ્રકારે નથી માનતો કે જેવા પ્રકારે વૈદિકધર્મવાળા અને જૈન ધર્મવાળા–આપણે બધા–માનીએ છીએ એ નિર્વાણનો અર્થ એવો કરે છે કે આત્માનુ દીપકની જેમ સપૂર્ણપણે બુઝાઈ જવુ ! વૈદિકો અને જૈનો–આપણે નિર્વાણનુ સ્વરૂપ 'આત્માનુ સચ્ચિદાનન્દ ઘનસ્વરૂપનુ પ્રગટીકરણ થવુ' તેવુ માનીએ છીએ આત્મામા સત ચિત્ અને આનન્દમયતા ઉત્પન્ન થવી એ આત્માની મુક્તિ છે એ આપણો અને વૈદિકોનો મત છે

બૌદ્ધદર્શને આત્માનુ સચ્ચિદાનન્દમય જે નિર્વાણ-

સ્વરૂપ છે-એનો લોપ કરવા માંડ્યો. વૈદિક અને જૈનદર્શનને અભિમત આત્માના નિર્વાણમાર્ગનો વિલોપ કરવાનો પ્રારંભ કર્યો, ત્યારે એક સંસ્કૃતિપ્રિય હૈયુ આ વાત ખમી શક્યુ નહિ.

કુમારિલ ભટ્ટ નામના બ્રાહ્મણ પંડિત કે જેઓ મીમાંસાદર્શનના પ્રણેતા છે એ, બૌદ્ધો દ્વારા થતી નિર્વાણપદની આ વિકૃતિને જોઈ ને કકળી ઊઠ્યા. નિર્વાણ-પદ સાધક સંસ્કૃતિના પ્રખર હિમાયતી કુમારિલ ભટ્ટનો આત્મા અકળાઈ ઊઠે છે. નિર્વાણપદનું વિકૃતસ્વરૂપ એમનાથી જોયું જાતું નથી...અને...એ બૌદ્ધદર્શનનો પ્રતિકાર કરવા માટે સંકલ્પ કરે છે.

બૌધ્ધદર્શન મધ્યમમાર્ગી હતું એટલે ઉગ્ર દેહદમન અને તપ–ત્યાગાદિનું એમાં વિશેષ જોર નહિ; આથી એમનો મત જલ્દીથી સ્વીકૃત થવા લાગ્યો. તે કાળના રાજાઓ પણ બૌદ્ધધર્મનો સ્વીકાર કરવા લાગ્યા. પ્રજામાં પણ બૌદ્ધધર્મ વ્યાપક બનવા લાગ્યો. મસ્તીમાં રહેવું. મોજ કરવી અને મુક્તિ મેળવવી. આવો સરલ માર્ગ કોને ના ગમે? સહુ એનો સ્વીકાર વ્યાપક રીતે કરવા લાગ્યા.

આ જોઈને કુમારિલ ભટ્ટનો અંતરાતમ અતિશય વેદના અનુભવવા લાગ્યો. એનાથી આ ખમિ શકાતું નથી. આર્યાવર્તીય સંકૃતિના નિર્વાણપદની આ વિકૃતિને એ સહન કરી શકતા નથી અને કુમારિલ બૌદ્ધશાસ્ત્રોનો અભ્યાસ કરવા લાગ્યા....

આ કુમારિલ નિર્વાણસાધક સંસ્કૃતિનો એવો જ સંરક્ષક હતો. સંસ્કૃતિની રક્ષા માટે પ્રાણની ન્યોચ્છાવરી કરવાની એવના ધગવનાર હતો. એણે બૌદ્ધશાસ્ત્રોનો પ્રકાંડ અભ્યાસ કરીને, એ શાસ્ત્રોની નબળી કડીઓ પકડી લીધી. ત્યાર બાદ બૌદ્ધ બની ગએલા રાજાઓ પાસે જઈને એણે વાદ કરવા માટે આહ્વાનો આપ્યાં. રાજાઓની ખુશામત કરવા કાજે બૌદ્ધ પંડિતોમાં રૂપાંતરિત થઈ ગએલા, બ્રાહ્મણ પંડિતો સાથે વાદ કરીને, કુમારિલ ભટ્ટે ભવ્ય વિજય પ્રાપ્ત કર્યો. નિર્વાણપ્રાપક–ધર્મની શાન બઢાવવા કાજે એણે તનતોડ પ્રયત્ન આદર્યો. પરંતુ કમનસીબી એ બની કે રાજાઓ કહેવા લાગ્યા કે, "કુમારિલ ! વાદ તમે ભલે જીતી ગયા ! યુક્તિઓ ભલે તમારી પાસે વધારે રહી ! પરંતુ અમે તો બૌદ્ધ ધર્મને જ સ્વીકારીશું. બૌદ્ધદર્શનનો પરિત્યાગ અમે કરી શકનાર નથી. અમને તો એ જ ધર્મ ગમે છે." આ સાંભળીને કુમારિલની આંતરવેદના વધી જાય છે.

ઠેર ઠેર વાદો કરીને, વિજય પ્રાપ્ત કરીને, એ બૌદ્ધ-સમ્મત નિર્વાણનો છેદ ઉડાડે છે. આર્ય–સંસ્કૃતિને માન્ય નિર્વાણમાર્ગની સ્થાપના કરે છે. છતાં ય એને એના કાર્યના સફળતા સાંપડતી નથી. રાજાઓ અને પ્રજાઓ બૌદ્ધધર્મના ત્યાગ કરવા તૈયાર થતા નથી.

અંતે કુમારિલ એક યુવાનની શોધમાં નીકળે છે કે જે એના 'મિશન'ની દોરીને આગળ ધપાવે. જે એના

શુદ્ધ નિર્વાણની વિચારધારાને વિશ્વમાં પ્રસરાવીને વિકૃત નિર્વાણની વિચારધારાને તોડે.

કુમારિલને એકની જ જરૂર છે. એને ઘણા ખપતા નથી...એક પણ વીર સપૂત એને મળી જાય એટલે એ પોતે આત્મસંતોષ માણી લેવા તૈયાર છે.

જેને કેસરિયાં જ કરવાં છે એને ઘણાંની જરૂર નથી. ઘણાંની જરૂર તો યુદ્ધમાં લડીને વિજય મેળવવાની ખેવનાવાળાઓને હોય...કેસરિયાં કરનારાઓ લઘુમતિ કે બહુમતિના વિચાર કરતા નથી. ધર્મની સંરક્ષા કાજે એ લોકો બહુમતિના કુ–ખ્યાત તૂતનો વિચાર સુદ્ધાં કરતા નથી.

જેને બલિદાન જ દેવું છે; જેને જીવનનું અર્પણ જ કરવું છે, એને ઘણાંની જરૂર શી ? અમારે ત્યાં ધર્મસંતો પહેલાં ખૂબ જ સક્રિય બને, અથાગ પ્રયત્નો કરે; ધર્મરક્ષા કાજે તમારા જેવાઓને જગાડવા માટે રાડો પાડે, ધર્મસભાઓ યોજે, અને ધર્મરક્ષા સાટે કટિબદ્ધ બનવાનું એલાન પણ કરે, તો ય...જો તમે ન જ જાગો તો પછી અંતે, સંતો સક્રિયતામાંથી નિષ્ક્રિયતા તરફ વળે, પૂર્ણ નિષ્ક્રિય બની જાય...એમની એ નિષ્ક્રિયતામાંથી જ પછી સક્રિયતનું પુનર્નિર્માણ થાય.

બલિદાન દેવા કાજે સંતોને તૈયાર થવું પડે. કેસરિયાં કરવા સાટે સજ્જ બનવું પડે. બલિદાન કોઈનાં નિષ્ફળ જતાં જ નથી...

બલિદાન ક્યારે ય પણ સફળ થાય છે બલિદાન દેનારાને પછી આશા–ઓછાની ચિંતા રહેતી નથી

જીજીબાઈ એક જ હતા સ્વામી કોડદેવ એક જ હતા જેણે જીજીબાઈના પેટે અવતરેલા શિવાજીને 'શિવાજી' બનાવવાનુ કામ કર્યુ હતુ ! શિવાજી એક જ હતા અને એ શિવાજીને શૂરવીર બનાવવામા પ્રચંડ પ્રેરણા પાનાર રામાયણનો અરણ્યકાંડ પણ એક જ હતો બધુ જ એક ! છતાય એ એક–એકનો સરવાળો જ ધર્મ–સસ્કૃતિના ધ્વજને ઊંચે આભમા લહેરાવે છે

કુમારિલ એકની શોધમા છે એને એક જ ખપે છે મર્દ, શૂરવીર અને ધર્મરક્ષા માટે પ્રાણ ધરનાર જવામર્દ !

અન્તે કુમારિલ નિર્વાણસાધક સસ્કૃતિની ઘોર ખોદતી બૌદ્ધની નિર્વાણ માન્યતાના પ્રચણ્ડ પ્રચારથી દુખી થઇને, ત્રાસી જઈને, સતપ્ત બની જઈને, ગામ બહાર મોટી તુષની ગજી ઊભી કરાવે છે ઘઉના છોતરાના ઢગલા ઉપર જઈને કુમારિલ બેસે છે નીચેથી એ ગજી ધીરે ધીરે સળગાવાય છે ધીરે ધીરે આખી ગજીમા દાહકતા ઉત્પન્ન થવા માંડે છે ઉપર બેઠેલો કુમારિલનો દેહ પણ તપી રહ્યો છે શાંત અને ધીરે ધીરે સળગતો એ અગ્નિ કુમારિલને બે–ચાર કલાકમાં ભડથુ કરી નાખતો નથી પરંતુ દિવસોના દિવસો જાય છે અને કુમારિલ શેકાતો જાય છે

એના હૃદયમા એક જ તમન્ના છે કે ધર્મની થઈ રહેલી આ ક્રૂર હાંસી, કોક દી મને જોતા, કોઈના હૈયાને

અડી જાશે. હું સળગી રહ્યો છું એ જોઈને કોઈ મને પૂછશે "તમે કેમ બળી રહ્યા છો ?" ત્યારે મારી આંતર-વ્યથા હું એને કહીશ. આમ મારું આ મૃત્યુ નિહાળતાં કોકનો આતમ્ જાગશે અને ધર્મને એ બચાવશે.

કુમારિલ બલિદાન દેવા તૈયાર થઈ ગયો છે. એનું એ બલિદાન એળે જાતું નથી. એ જે કોઈ યુવાનની શોધમાં છે એ યુવાન એને એક દી મળી જાય છે.

લોકો બધાં એને જોવા જાય છે પરંતુ કોઇ પૂછતું નથી કે "ભાઈ! તમે કેમ બળી મરો છો ?" દૂર–સુદૂર એક યુવાન ઊભો હતો. એ જઈ રહેલાં લોકોને પૂછે છે, "ભાઇઓ ! તમે બધા ક્યાં જાઓ છો ?" ત્યારે લોકો જવાબ આપે છે. "એક મહાન્ પંડિત બળી મરે છે એને જોવા જઇએ છીએ ?" ત્યારે યુવાન પૂછે છે "એ કેમ બળી મરે છે ?" લોકો કહે છે "એ અમે પૂછ્યું નથી."

યુવાન અકળાઈ ઊઠીને કહે છે, "અરે ! તમે બધા મરતા પંડિતને જોવા જાઓ છો ? તમે કોઇ પૂછતા ય નથી કે, 'ભાઈ ! તમે કેમ મરી રહ્યા છો ?" એટલા બધા તમે સ્વાર્થનિપુણ બની ગયા છો ?" એ યુવાન લોકોની સાથે સાથે કુમારિલના દહનસ્થળે આવી ઊભો છે. આવીને દગ્ધ બનેલા કુમારિલને જોતાં જ એ અકળાઇ ઊઠે છે. ઉતાવળે એ કુમારિલને પૂછે છે. "ઓ મહાપંડિત ! તમે કેમ આમ મરી રહ્યા છો ? આ તમારી બળતી–ઝળતી કાયા મારાથી જોઇ જાતી નથી."

ત્યારે આનંદિત બની ગયેલા કુમારિલ મનોમન બોલી ઊઠયા "મારા આતર્નાદને સાંભળનાર યુવાન આજ મને મળ્યો ખરો! મારું મૃત્યુ પણ હવે મંગલ બની જાશે"

કુમારિલ યુવાનને કહે છે, "ભાઈ! તું મારી આ બળતી-જળતી કાયા જોઈ શકતો નથી માગી અને તારી ધર્મ-માતા મરી રહી છે એની બળતી-જળતી કાયા તું જોઈ શકે છે? ઓ! નવયુવાન! મારી કાયા બળતી-જળતી તારાથી જોવાતી ના હોય તો તું ધર્મમાતાના ખેંચાઈ રહેલા ચીરની રક્ષા કરવાના શપથ લે બૌદ્ધો આજ આપણા સચ્ચિદાનંદ ઘનસ્વરૂપ નિર્વાણપદને ઉડાડી રહ્યા છે એને પરાસ્ત કરીને અહીંથી હાંકી કાઢવાનો સંકલ્પ કર! હું આ ધર્મના થઈ રહેલા વિનાશને જોઈ શકતો નથી, એથી જ મારી કાયાને આજ જલાવી દઉં છું!"

યુવાનનું હૃદય કંપી ઊઠે છે કુમારિલની મનો-વેદનાને એ યથાયથ રીતે પરખી જાય છે અને તે જ ઘડીએ હાથમાં પાણી લઈને સોગન્દ લે છે, "ઓ! મહાપંડિત! તમારી આ ધર્મ-ભક્તિને મારા લાખ-લાખ વંદન છે હું આ હાથમાં પાણી લઈને શપથ સ્વીકારું છું કે મારા શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી હું સત્યનિર્વાણપદસાધક ધર્મની રક્ષા કાજે પ્રયત્ન આદરીશ માગ જાનની ફેસાની કરી દઈશ તમે નિશ્ચિંત બની જાઓ"

યુવાનના એ શબ્દો સાંભળીને આનંદવિભોર બની ગએલા પંડિત કુમારિલ ત્યારે મૃત્યુને વરે છે દગ્ધ

સ્વ ૪

ધર્મક્રિયાઓ છે તો ધર્મ છે, જો ધર્મો છે તો જ સંસ્કૃતિ છે, જો સંસ્કૃતિ જીવંત છે તો જ પ્રજાનું જણતર, જીવતર અને ઘડતર સાર્થક છે જો તેવી આર્યપ્રજા છે તો જ આ ધરતી (રાષ્ટ્ર)ની કિંમત છે, જો ખમીરવંતુ રાષ્ટ્ર જીવે છે તો જ તેની પુણ્યવંતી વ્યક્તિઓનુ જીવતર સફળ છે

જિનશાસન વિનાની ધર્મક્રિયાઓ નકામી, ધર્મ વિનાની સંસ્કૃતિ નકામી, સંસ્કૃતિ વિનાની પ્રજા નકામી, ખમીરવંતી પવિત્ર પ્રજા વિનાનુ રાષ્ટ્ર નકામુ, એવા રાષ્ટ્ર વિનાની વ્યક્તિઓનુ અસ્તિત્વ પણ નિરર્થક

જો તમારે રાષ્ટ્રને બચાવવુ હોય તો વિશિષ્ટ વ્યક્તિઓનો–બત્રીસલક્ષણાઓનો–ભોગ અવસરે અવસરે દેવો જ પડશે

જો તમારે આર્યપ્રજાને ઉગારી લેવી હોય તો ક્યારેક રાષ્ટ્રને (ધરતીને) પણ ગૌણ કરવુ પડશે

જો તમારે સંસ્કૃતિને ઉગારવી હોય તો પ્રજાના ભૌતિક સુખ-સગવડોને મહત્ત્વ આપવાનુ બંધ કરવુ પડશે

જો તમારે ધર્મરક્ષા કરવી હોય તો ક્યારેક મુત્સદ્દીગીરીના દાવ ખેલવા પડશે અને તેમા સંસ્કૃતિને ગૌણ બનાવવી પડશે.

અને જો તમે શાસનરક્ષા કરવા માગતા હો તો ક્યારેક ધર્મરક્ષાને પણ ગૌણ ગણવી પડશે

જિનશાસનરક્ષા વિના ધર્મરક્ષા સંભવિત નથી. ધર્મરક્ષા વિના સંસ્કૃતિરક્ષા સંભવિત નથી. સંસ્કૃતિરક્ષા વિના પ્રજારક્ષા અસંભવિત છે. પ્રજારક્ષા વિના રાષ્ટ્રરક્ષા મુશ્કેલ છે. રાષ્ટ્રરક્ષા વિના વ્યક્તિરક્ષા નિરર્થક છે. શાસનનો નાશ કરીને ધર્મને જીવાડી શકાતો જ નથી, લાખો પ્રયત્નો કરાય તો પણ ધર્મનો નાશ કરીને સંસ્કૃતિને ટકાવી શકાતી જ નથી, તે માટે ગમે તેટલી શુલબાંગો પુકારાય તોય.

સંસ્કૃતિનો નાશ કરીને પ્રજાને સુ–પ્રજા બનાવી શકાતી જ નથી, ગમે તેટલાં ફાંફાં મારો તોય.

પ્રજાને નિર્વીર્ય, નિર્માલ્ય કરી નાંખ્યા બાદ પ્રજાનો નાશ કરીને રાષ્ટ્રની રક્ષા થઈ શકતી જ નથી, ચાહે તો લાખો માણસોનું લશ્કર સરહદ ઉપર ગોઠવો તોય.

રાષ્ટ્રની રાષ્ટ્રીયતાનો–રાષ્ટ્રવાદનો–નાશ કરીને વિશિષ્ટ પુણ્યશાળી વ્યક્તિઓ લાંબુ જીવી શકતા નથી યા તો દીર્ઘજીવી યશ પામી શકતી નથી, ચાહે તેટલી જોરદાર રીતે વ્યક્તિપૂજા ફેલાવાય તો ય.

જો આ ક્રમને તોડવામાં આવે કે ઉલટાવી નાંખવામાં આવે તો આર્યાવર્તની લોખંડી તાકાતનો સમૂળગો નાશ જોતજોતામાં–સૈકા–બે સૈકામાં–થઈને જ રહે એમ મને લાગે છે.

—જો પુણ્યવંતી વ્યક્તિ આ જગતમાં મહાન બની જવા માટે રાષ્ટ્રનો ભોગ લઈ લેશે.

—જો રાષ્ટ્ર [ધરતી] અદ્યતન બનવા માટે પ્રજાને બરબાદ કરી નાખશે,

—જો પ્રજા પોતાના વ્યક્તિગત સુખો ભોગવવાની કારમી લાલચને વશ થઇને સંસ્કૃતિનો નાશ કરી નાખશે;

—જો સંસ્કૃતિને વધુ પડતું મહત્ત્વ આપીને ધર્મ-તત્ત્વને ઉપેક્ષિત કરી દેવામાં આવશે,

—જો ધર્મક્રિયાઓને જે પ્રાધાન્ય આપીને જિન-શાસનને ગૌણ બનાવી દેવામાં આવશે તો ટૂંક સમયમાં જ આ બધું ય અંધાધૂંધીમાં અટવાઈ પડશે

વ્યક્તિનું બળ રાષ્ટ્રમાં છે, રાષ્ટ્રનું બળ પ્રજાથી છે, પ્રજાનું બળ સંસ્કૃતિથી છે, સંસ્કૃતિનું બળ ધર્મથી છે અને ધર્મક્રિયાઓનું બળ જિનશાસનથી છે

જેણે વિશિષ્ટ વ્યક્તિઓને જીવાડવી હોય તે રાષ્ટ્રને જીવાડો

—જેણે રાષ્ટ્રને જીવાડવું હોય તે સુ-પ્રજાને જીવાડો,

—જેણે સુ-પ્રજાને જીવાડવી હોય તે સંસ્કૃતિને જીવાડો,

—જેણે સંસ્કૃતિને જીવાડવી હોય તે ધર્મક્રિયાઓને જીવાડો,

—જેણે ધર્મક્રિયાઓને જીવાડવી હોય તે જિન-શાસનને જયવંતુ રાખો

શાસનની જયજ્યાવલિમાં સહુનો જયજયકાર!

પણ અફસોસ ! જુઓ તો ખરા, આ જગત સામે...કાંઈક જુદું જ—સાવ અવળું જ જોવા નથી મળતું !

વ્યક્તિ પોતાનાં હિતોને જાળવવાના મરણીઆ પ્રયત્નો કરી રહી છે; અને તે ખાતર રાષ્ટ્રનો ભોગ આપી રહી છે; કોકના માટે તેને (ધરતીને) આબાદ કરી રહી છે; કોકને હવાલે કરી રહી છે.

અને રાષ્ટ્રને આબાદ બનાવવાની ધૂનમાં પ્રજાના સત્વ; સુખ અને શાન્તિ બરબાદ કરાઈ રહ્યા છે. સુ-પ્રજાનું જાણે ક્યાંય દર્શન જ થતું નથી.

પ્રજા પણ પોતાનાં વ્યક્તિગત ભોગસુખોની કારમી ભૂખને સંતોષવા માટે શીલ, સદાચાર, ન્યાય, નીતિ, વિરતિ આદિની સંસ્કૃતિને ચિનગારી ચાંપી ચૂકી છે.

સંસ્કૃતિના રખોપાઓ પણ પોતાની સંસ્કૃતિરક્ષાને એટલું વધુ મહત્ત્વ આપી ચૂક્યા છે કે તેમાં ધર્મક્રિયાઓનો ભોગ લેવાયો છે.

અને...અહા ! ધર્મક્રિયાના પક્ષકારો એટલી હદે ધર્મક્રિયાના વર્ધનમાં ધસી ગયા દેખાય છે કે તેમાં 'શાસન'નો ભોગ અપાઈ ગયો હોય તેવું જણાય છે !

આ ખૂબ જ ભયંકર બીના છે. આ અવળી ગંગાનાં ઘોડાપૂર સર્વનાશ વિના કશું જ ઓછું નહિ માંગે તેમ મને લાગે છે.

જિનશાસનને ઉપેક્ષીને ધર્મરક્ષા કરવાના મનસૂબા ધૂળભેગા થશે.

ધર્મક્રિયાઓને અવગણીને સંસ્કૃતિરક્ષાની વાતો થાય છે, પરમપદનું લક્ષ પરલોકની દૃષ્ટિ, પરમાત્મભક્તિ, પાપભીરુતા વગેરે તત્ત્વોને નષ્ટભ્રષ્ટ કરવામાં આડકતરો સહકાર સંસ્કૃતિરક્ષકો જ આપી રહ્યા છે માટે જ તેઓ નિષ્ફળ જવાના છે

દયા, પ્રેમ, પરાર્થ, કરુણાદિના તત્ત્વોને નગણ્ય સમજીને પ્રજાનું કલ્યાણ કરનારા સમજી જ રાખે કે પ્રજાનું કલ્યાણ કરવાની બીજી કોઈ રીત નથી, કોઈ શાહી નથી, કોઈ વાદ નથી

ધર્મ અને સંસ્કૃતિના જીવંત જીવન વિના આ દેશની પ્રજા તો કદી પણ પોતાનું સુંદર અને શાન્ત જીવન બનાવી શકી જ નથી, ધર્મ અને સંસ્કૃતિને વેગળા રાખીને જે કોઈ બીજા પ્રયોગો અને અખતરાઓ થયા છે તે બધા ફારસ બનીને રહ્યા છે એટલું જ નહિ પણ પ્રજાનું સાચું સુખ અને શાન્તિ જેટલી હદે જોખમાયા છે કે પ્રજાને અસ્તિત્વ અને વ્યક્તિત્વ ટકાવવાના જંગ ખેલવા પડ્યા છે હવે તો ખમૈયા કરો એ પ્રયોગોના અને અખતરાઓના !

અને પ્રજાની આબાદીને અવગણીને રાષ્ટ્ર (ધરની)ને આબાદ કરવાનો નવતર પ્રયોગ તો ખરેખર હાંગફીરી સ્વરૂપ જ બની રહેશે આવું તૈયાર આબાદ રાષ્ટ્ર કોઈ ભેદી લોકોના હાથમાં—આખું ને આખું—આવી જાય તો નવાઈ નહિ નિર્માલ્ય બની ચૂકેલી પ્રજા એ લોકોનો

પ્રતિકાર કરવાની શક્તિ જ નહિ ધરાવતી હોય ત્યાં બીજી શી આશા રાખવી !

છેલ્લે; રાષ્ટ્રનો ય ભોગ આપી દઈને વ્યક્તિ કે વ્યકિતઓનો સમૂહ પોતાનું હિત કરી બેસે એ તો કેટલું બધું આઘાતજનક કહેવાય ? શું કોઈના હવાલે રાષ્ટ્ર કરી દેવાથી દૂધ–ઘીની નદીઓ વહેતી થાય તો તે માન્ય બની શકે ખરું ! તો પછી કહેવાતા સ્વરાજનો અર્થ જ શું રહે !

શું સ્વરાજ શબ્દમાં રહેલો 'સ્વ' શબ્દ રહસ્યમય છે ! 'સ્વ'થી હિન્દુસ્તાની લોકો ન લેતાં ગોરા–લોકો લેવાના છે ? તેમનું આ ભાવી–રાષ્ટ્ર કાળાઓના પસીનાથી અને બુદ્ધિ, શકિત તથા સંપત્તિથી ભવ્ય બનાવાઈ રહ્યું છે ?

આ બધું છે શું ? કોક તો કહો !

શું સ્વતંત્રતા પણ 'સાંસ્કૃતિક મર્યાદાઓમાંથી છુટકારો' અર્થમાં અભિપ્રેત હતી ? શું પાશ્ચાત્ય મૂલ્યોનો સ્વીકાર કરવાની સ્વતંત્રતા આ દેશને મળી હતી ? અસ્તુ.

લાંબી નજર કરો કે ઊંડું ચિંતન કરો તો કયાંય નજર પહોંચતી નથી; ચિંતનનું તળ દેખાતું નથી. જે કાંઈ નજરે ચડે છે તે જેતાં–વિચારતાં એમ લાગે છે કે કામ કરવાનું ક્ષેત્ર અતિ વિશાળ છે અને કામ કરવાની શકિત ખૂબ જ સ્થૂળ છે. જેમ કામ વધે તેમ તેને પહોંચી વળવા માટે શકિતઓ વધુ ને વધુ સૂક્ષ્મ જ બનવી જોઈએ.

રાષ્ટ્રનુ સ્તર ખૂબ વિશાળ છે, પ્રજાનુ (વિશ્વની કે ભારતની પ્રજાનુ) સ્તર પણ ખૂબ વિશાળ છે સસ્કૃતિનુ સ્તર પણ ખૂબ વિશાળ છે, અને ધર્મો પણ ઘણા બધા હોઈને તેનુ સ્તર પણ અતિ વિશાળ છે જિનધર્મનુ ક્ષેત્ર કાઈક નાનુ ખરુ, પણ તેને ય પહોચી વળવાનુ સહેલ નથી રાષ્ટ્ર, પ્રજા, સસ્કૃતિ વગેરે સ્તરોમા જે બગાડ પેઠો છે તેને દૂર કરવાનુ કામ કદાચ આસમાનના તારા તોડવા જેટલુ જ કઠિન જણાય છે એમા વળી એ સ્તરોની વ્યાપકતા જ દિલને બેચેન બનાવી મૂકે તેવી છે

હા અપેક્ષાએ જિનધર્મનુ સ્તર કાઈક નાનુ ખરુ અને તેમા બગાડ પણ ઓછો ખરો એટલે આ ક્ષેત્રમા શક્તિનો ઉપયોગ કાઈક સફળતા પામે ખરો પણ તો ય તે ક્ષેત્ર પણ શક્તિની સ્થૂલતાનો વિચાર કરતા તો ઘણુ મોટુ લાગે છે

તે કરતા જિનશાસનના ક્ષેત્રને જ પકડવુ યોગ્ય જણાય છે જો જિનશાસનની સુ-વ્યવસ્થાથી જ જિન-ધર્મોમા પ્રાણ પુરાઈ જતો હોય, જો તે પછી બીજા ધર્મોના કૂવાના પાણીના તળ ઊંચા આવી જતા હોય, જો તેથી જ સસ્કૃતિના મૌલિક તત્ત્વોનો ફાલ લચી પડતો હોય, અને જો તેથી જ પ્રજા સસ્કૃતિ-ભક્ત બનીને સદાચારાદિ ગુણોથી હૃષ્ટપુષ્ટ બનતી હોય, એવી પ્રજાથી જ રાષ્ટ્ર પોતાનુ વિશિષ્ટ ગૌરવ પામતુ હોય તો શા માટે સર્વના

મૂળમાં પડેલા 'જિનશાસન'ની જ સેવા-ભક્તિસ્વરૂપ રક્ષામાં દિલ લગાવી ન દેવું ? આ ક્ષેત્ર અપેક્ષાએ તો નાનું છે જ.

પણ સબૂર ! જિનશાસનના ક્ષેત્રમાં પણ સફળતા પામવા માટે 'શક્તિ' તો સ્થૂળ નહિ જ ચાલે. પ્રચાર વગેરેને સ્થૂળ પરિબળો, ઔદયિક ભાવની પુણ્યાદિની સ્થૂળ શક્તિઓ કાંઈ જિનશાસન-રક્ષામાં કારગત ન જ નીવડી શકે.

રે ! એવી સ્થૂળ બળોની લાકડાની તરવારે લડવા નીકળી પડેલો આત્મા શાસનરક્ષાનો જંગ હારી બેસે; એને સાંપડતો ઘોર પરાજય સમગ્ર શાસનને નુકસાન પહોંચાડી દે.

જોસ આવી જાય તેથી કાંઈ મૂઠી ઉગામી દેવાય ? અને પછી કાંઈ દીવાલને થોડી મારી દેવાય ! તેમ કરનારાનાં તો હાંડકાં ભાંગી જાય !

ખેર...એક વાત હવે નિશ્ચિત બની જાય છે કે રાષ્ટ્રના રક્ષકો; પ્રજાના ચાહકો; સંસ્કૃતિના પ્રેમીઓ કે ધર્મના રાગીઓએ તે બધાં ક્ષેત્રોના યોગક્ષેમ સાધવા હોય; તેમાં પેઠેલાં દૂષણોને દૂર કરવાં હોય તો તેમણે શાસનસેવાના નાનકડા ફલક ઉપર જ કામ લેવું પડશે. આ ફલક ઉપર રહીને જે કાંઇ વિજય મળશે તે બધો ધર્મ, સંસ્કૃતિ, પ્રજા અને રાષ્ટ્રના ફલકોના ફાળે જશે, એના શુદ્ધીકરણને પણ તે કરશે.

પણ સબૂર ! સૌથી મહત્ત્વનો અને ગંભીર પ્રશ્ન તો એ છે કે શાસનસેવા સ્વરૂપ શાસનરક્ષા કરવી શી રીતે ? જો સ્થૂળ પરિબળો અને સ્થૂળ શક્તિઓ તે માટેની લાયકાત ધરાવતી નથી તો શું કરવું ? શી રીતે સૂક્ષ્મબળોનું ઉત્પાદન કરવું ? આ આત્માને સૂક્ષ્મબળોનું ઉત્પાદક કેન્દ્ર શી રીતે બનાવવું ?

જો આ પ્રશ્નનો ઉત્તર જડી જાય અને તેને જો જીવનના આત્મસાત્ કરી લેવાય તો શાસનસેવા તો સફળ થઈ જાય પણ તેની સાથે જ ધર્મરક્ષા, સંસ્કૃતિરક્ષા, પ્રજારક્ષા અને રાષ્ટ્રરક્ષા પણ હાસલ થઈ જાય આમ થોડાક પ્રયત્ને ઝાઝું ફળ પ્રાપ્ત થઈ જાય

ચાલો, આ ચિંતનના ભરદરિયે હવે આપણી બુદ્ધિના નાવડાને આગળ ધપાવીએ



જો હજારો વર્ષો જૂની આર્યની સંસ્કૃતિને પણ ભયજનક સ્થિતિ સુધી હચમચાવી શકાય તો માત્ર ૩૫૦-૪૦૦ વર્ષ જૂની આ દેશમાં પેઠેલી પાશ્ચાત્ય સંસ્કૃતિ (વિકૃતિ) આપણે હચમચાવીને ઊખેડી નાખી નહિ શકીએ શું ?

પણ એ માટે આપણું લક્ષ્યાંક તો બની રહેશે જિનશાસનરક્ષા જ.

શાસનની રક્ષા કે સેવા એ જ આપણા બધા પ્રશ્નોનો એકમાત્ર ઉકેલ છે

## સ્વરક્ષા

## [૫]

શાસનરક્ષાની પૂરેપૂરી સફળતા સ્વરક્ષામાં છે. જે આત્માઓ તરફ તીર્થંકરદેવોએ ફરમાવેલા સર્વવિરતિ ધર્મનો સ્વીકાર કરીને તેનું વધુમાં વધુ સારી રીતે પાલન કરે છે તેઓ જ સાચા સ્વરક્ષકો છે. એ પછી સર્વવિરતિ ધર્મના લક્ષવાળા દેશવિરતિધરો અને છેલ્લે સમ્યગ્દષ્ટિ આત્માઓ સ્વરક્ષકો તરીકે ગણી શકાય.

જેમને આવી સ્વરક્ષા સાથે કશી નિસ્બત નથી એ આત્માઓ સ્વચ્છંદી મનના ગુલામ બનીને ફાવે તે રીતે ધર્મનો પ્રચાર કરવા નીકળે છે; પ્રચારનાં સ્થૂળતમ બળોનો આશ્રય લે છે. પણ તેમનો અંતે ઘોર રકાસ થાય છે.

લક્ષહીન પ્રચારકો કદી પણ શાસનરક્ષા વગેરે કરી શકે નહિ. એમની દેખીતી શાસનહિતની પ્રવૃત્તિઓ ઝાંઝવાના જળ જેવી ઠગારી જ હોય.

ધર્મનો વ્યાપ અને ધર્મનું ઊંડાણ તો ધર્મના પ્રભાવકો જ પામી શકે. આ પ્રભાવ સ્થૂળબળોથી કદી સાંપડતો નથી. એ માટે તો સૂક્ષ્મનું બળ મેળવવું જ પડે.

ધરતી જો શાન્ત (સ્ટેટિક) છે તો તેની ઉપરના માણસો ગતિશીલ (ડાયનેમિક) બની શકે છે. જો ધરતી

જ ગતિ પકડે તો તેની ઉપરના માણુમોને લાબા થઈને સૂઈ જવા રૂપે શાન્ત બની જ જવુ પડે

ધર્મપ્રભાવકો જેટલા સૂક્ષ્મબળના સ્વામી બનવા કાજે શાન્ત અને સ્વસ્થ, તેટલી જ ધર્મપ્રભાવના ગતિશીલ (ડાયનેમિક), પણ જો પ્રભાવકો જ ગતિશીલ બનીને પ્રચારક બનવા લાગી જશે તો ધર્મપ્રભાવના એક દી સાવ જ શાન્ત બનીને ક્યાક સ્થગિત થઈ જશે ,

ધર્મના વ્યાપ માટે ધર્મપ્રેમીઓએ પ્રભાવક જ બનવુ જોઈએ, પ્રચારક નહિ એવા પ્રભાવક બનવા માટે તેણે સૂક્ષ્મનુ બળ મેળવવુ જોઈએ, અને કૃત્રિમ ગતિશીલતાના સ્થૂળબળોથી ઉત્પન્ન પ્રચારક-ભાવને તિલાજલિ આપી દેવી જોઈએ, ચાહે તેટલા ઝાકઝમાળ અને બોલબાલા તેમા જણાતા હોય તો ય

## સૂક્ષ્મનુ પ્રચડ બળ

તાકાત, ક્રોધની કેટલી ? અને મૌનની કેટલી ? કાગળ લખેલો કેટલો વચાય ? અને કોરો કેટલો વચાય ?

બોલે, વક્તા કેટલુ ? અને મૌની સત કેટલુ ? વિશ્વના માનવોને બોલવામા, દોડવામાં, ઘણુ કામ કરવામાં સક્રિયતા દેખાય છે જે બોલતો ન હોય, દોડાદોડ કરતો ન હોય, નિષ્ક્રિય બનીને બેસી રહેતો હોય, એ નકામો-આળસુ-ગણાય છે

અધ્યાત્મના સૂક્ષ્મ વિશ્વની સમજણ આથી સાવ જુદી છે એ તો એમ માને છે કે ક્રોધ કરતા મૌનની,

દોડાદોડ કરતાં ઈશ્વર–પ્રણિધાનની, લખેલા કાગળ કરતાં કોરા કાગળની તાકાત ઘણી વધુ છે. ક્રોધના આગ નીતરતા શબ્દોથી પિતા પોતાના પુત્રને કદી સુધારી શકતો નથી; પુત્રને જો સુધારી શકશે તો બેઠા મૌનથી–હોઠ સદા માટે સીવી રાખવાથી–જ સુધરી શકાશે.

'ધ હેરમીટ ઇન હીમાલયઝ' નામના પુસ્તકમાં, પોલ બ્રન્ટોને એક વાત જણાવી છે કે, 'સ્ટીલનેસ ઇઝ સ્ટ્રેન્ગ્થ'–સ્થિરતા એ તાકાત છે; તાકાતની જનેતા છે. આ સિદ્ધાન્તને સાબિત કરતાં તેણે જણાવ્યું છે કે, "મોટાં મોટાં મકાનો અને વડલાઓને ઊંચકીને પછાડી નાંખતા ભયાનક વંટોળીઆમાં એટલી બધી તાકાત આવે છે ક્યાંથી ? એ તાકાતનું ઉત્પત્તિસ્થાન તે વંટોળના ઉદ્ગમ-સ્થાન ઉપરના નાનકડા બિંદુમાં છે. વાયુનું એ વર્તુળ કોઈ રણની રેતીમાં સ્થિરપ્રાયઃ બનીને જે ચક્કર કાપે છે ત્યાં જ તેની પ્રચંડ તાકાત છે. ધીમે ધીમે એ તાકાત વિકસતી જાય છે; વાયુ વધુ ને વધુ વેગ પકડતો અંતે ભયાનક વંટોળમાં ફેરવાઈ જાય છે.

વંટોળની અંધાધૂંધ સક્રિયતાની જનેતા તો નાનકડા વાયુની સ્થિરતામાં જ પડેલી છે.

આ ઉપરથી સાબિત થાય છે કે સ્થૂલની તાકાત પણ સૂક્ષ્મમાં છે.

હાથી ગમે તેટલો સ્થૂલ હોય પણ તાકાત તો તેનાથી ઘણા સૂક્ષ્મ મહાવતમાં છે. મહાવત કરતાં ય વધુ

તાકાત સૂક્ષ્મ અંકુશમાં છે, અંકુશ કરતાં ય વધુ તાકાત સૂક્ષ્મતમ બુદ્ધિમાં છે

જેની પાસે સૂક્ષ્મનું સ્થિર બળ છે તેનું અસ્તિત્વ માત્ર પ્રચંડ સક્રિયતા ઉત્પન્ન કરે છે સૂર્યના ગગનમાં અસ્તિત્વ માત્રથી ધરતીના અબજો લોકોમાં, અનંત કીટાણુઓમાં કેવી જોરદાર સક્રિયતા આવી જાય છે?

સ્થૂલનો સ્વામી મંચ ઉપર આવે, બૂમબરાડા પાડે તો ય સભાજનો માંડ શાન્ત પડે, પણ કોઈ સૂક્ષ્મના સ્વામીને મંચ ઉપર લાવો એ હાથ હલાવવા જેટલો જ સક્રિય થશે કે તરત સભાજનો શાન્ત થઈ જશે

પણ કોઈ સૂક્ષ્મતમ બળના સ્વામીને મંચ ઉપર લાવો એને તો હાથ હલાવવા જેટલી ય ક્રિયા નહિ કરવી પડે મંચ ઉપરના એના અસ્તિત્વમાત્રથી સભાજનોમાં નિસ્તબ્ધ શાન્તિ છાઈ જશે

આપણે જો જગતને જગાડવું હોય, મોહનિદ્રામાંથી બહાર કાઢવું હોય તો વધુ ને વધુ સ્થૂલ બળોનો આશ્રય લેવાનું બંધ કરવું જોઈએ આ બળોથી વિજય પામવાની આપણી શ્રદ્ધાને આપણે ખતમ કરી દેવી જોઈએ

તેવી સ્થિતિ ન આવે ત્યાં સુધી ભલે આપણે સ્થૂલ પરિબળના આશ્રિત બનીએ પણ તેની સાથે સાથે જ સૂક્ષ્મબળોના ઉત્પાદન માટે નાનકડું પણ તન્ત્ર આપણે ગોઠવી જ દેવું જોઈએ

સ્થૂલમાંથી છૂટયા કે તરત જ સૂક્ષ્મતમ બળોના સર્જનની આરાધનામાં.

સ્થૂલમાં જ રાચશું; સૂક્ષ્મને અવગણશું તો મોત તો બગડવાનું હશે ત્યારે બગડશે પણ સ્થૂલ અંગેનું 'મિશન' પણ નિષ્ફળ થઇને જ રહેશે.

સૂક્ષ્મબળોના પ્રાગટ્ય તરફ દુર્લક્ષ સેવતા મહાત્માઓ ચાહે તેટલો સ્થૂલ અને સ્થૂલતમ પરિબળોનો પથારો ધરતી ઉપર પ્રસારી દે પણ અંતે તો પછડાટ જ ખાય છે.

કોઈ અગમ્ય રીતે એમનું તન્ત્ર એકાએક ઊથલી પડે છે, તેઓ માર ખાઈ જાય છે.

આવી પછડાટ ખાવા પાછળ બાહ્ય જગતનું કોઈ પણ કારણ એ તો માત્ર નિમિત્ત કારણ જ હોય છે. હકીકતમાં તો સૂક્ષ્મબળનું દેવાળું જ મુખ્ય કારણ છે; પણ એમને ય કેટલીક વાર પછડાટ ખાધા પછી ય આ કારણ જડતું જ નથી એટલે પેલા નિમિત્ત કારણ સાથે માથાં અફાળવાના વધુ સ્થૂલતમ બળોના વિષચક્રમાં ફસાઈ પડવા જેટલી દયાપાત્ર દશા ઊભી થાય છે.

ત્રિલોકગુરુ પરમાત્મા મહાવીરદેવ! વિશ્વ માત્રને મોક્ષમાર્ગે દોડતા—એકદમ સક્રિય—કરી દેવાની તીવ્રતમ કરુણાના સ્વામી હતા પણ જ્યારે વાઘા બદલ્યા ત્યારે વિશ્વમાં ઘૂમવાને બદલે તેઓ વનમાં ચાલ્યા ગયા. ખૂબ બોલવાને બદલે મૌન થઈ ગયા. દોડાદોડ કરવાને બદલે

કાયોત્સર્ગમા સ્થિર થઈ ગયા ! કેમ કે પ્રભુને સૂક્ષ્મબળો જાગ્રત કરવાં હતા

અને જે દી એ બળો જાગ્રત થઈ ગયા તે દીથી માત્ર ત્રીસ વર્ષના ગાળામા પરમાત્માએ ક્રોડો માનવો, અબજો કલાકોમા જે ન કરી શકે, તે કર્યું આજે ૨૫૦૦ વર્ષે પણ પ્રભુના એ સૂક્ષ્મતમ બળોનુ જાગરણ અવિરતિપણે ચાલુ છે અને ચાલુ રહેશે

આ છે સૂક્ષ્મબળોના પ્રાગટ્યના પ્રતિભાવો

સ્થૂલમા જ જન્મેલા અને સ્થૂલમાં જ જીવતા આપણુને સૂક્ષ્મના બળોની તાકાતમા જો શ્રદ્ધા બેસી જાય તો સ્થૂલની પાછળ આપણી બરબાદ થતી ઘણી શક્તિઓ ઉગરી જાય અને એ જ વિરાટ શક્તિઓ દ્વારા સૂક્ષ્મનું પ્રાગટ્ય કરીને વિશ્વમાત્રના કલ્યાણમા આપણો અલ્પતમ હિસ્સો પણ નોંધાવી શકીએ

* પેલા ભિખૃતાનદજી ! જેના અંગેઅંગથી રૂપ અને લાવણ્ય લસલસતુ હતુ એવી કામુક બનેલી યુવતી સાથે એકાંતમા ઝપટાઈ ગયા તો ય તેના તરફની એક જ વેધક નજર કરીને, 'મા ! તેરેકુ કુછ લે કે હી જાના પડેગા' વાક્ય હૃદયના ઊંડાણમાથી બોલીને જ તેના કામવિકારો ખતમ કરી નાખ્યા તે યુવતી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી ને માફી માગવા લાગી !

* પેલો યુવાન ! પાતળી કાયાવાળા સંન્યાસીની મશ્કરી કરતો બબડતો હતો, "પતંજલયોગનું સૂત્ર : 'બ્રહ્મચર્ય–પ્રતિષ્ઠાયાં વીર્યલાભઃ' અને કહેતો હતો કે, આ ચાલી આવતા સંન્યાસીમાં શું બ્રહ્મચર્યની પ્રતિષ્ઠા થઈ હશે ?"

અને...મનના તરંગોને દૂરથી જ પામી જતા સંન્યાસીએ નજદીક આવીને યુવાનને ઊભા થવાનો અને પોતાની પાછળ ચાલ્યા આવવાનો આદેશ કર્યો. અગમ્ય રીતે એ શક્તિને યુવાને અનુસરવી જ પડી. ગુફામાં પ્રવેશતાં જ સંન્યાસીની પાસે ત્રણ સિંહ ધસી આવતા જોઈને યુવાન થરથર કાંપવા લાગ્યો. સ્વામીજીના બે પગ વચ્ચે ભરાઈ ગયો.

પાળેલા કૂતરાની જેમ પૂંછડી પટપટાવતા સિંહોને સંન્યાસીએ કહ્યું. "દેખતે નહિ, અતિથિ કાંપ રહા હૈ; ચલે જાઓ યહાં સે..." અને તરત ત્રણે ય સિંહ ચાલી ગયા.

સંન્યાસીએ યુવાનને કહ્યું, "ક્યોં બેટા ! અબ તુમ સમજ ગયા ને, 'બ્રહ્મચર્ય–પ્રતિષ્ઠાયાં વીર્યલાભઃ' કા મતલબ !"

યુવાનને હવે તો ક્ષમા માંગવા સિવાય કશું બાકી રહેતું ન હતું.

* પરદેશમાં વિવેકાનંદને વિદ્વાનોએ બ્રહ્મચર્યનો ચમત્કાર બતાડવા કહ્યું. ૧૫ હજાર વિદ્વાનોની સમક્ષ

વિવેકાનંદે ભાષણ કર્યું તેમાં તેમણે કહ્યુ, "અમારી સંસ્કૃતિને અવગણતા તમે લોકો ડોકટરો વગેરે નથી, ગધેડા (ડોન્કી) જ છો" એમ પણ કહ્યુ સભા વિખરાતાં ગણગણાટ થયો કે 'ચમત્કાર તો કાંઈ ન દેખાડ્યો !' તે વખતે એક બુઝર્ગ અંગ્રેજે કહ્યુ, "તમને–મોટા એગ્ઝાઓને–ભગ્નમામા જે માણસે 'ગધેડા' કહ્યા અને છતા તમે જેનો એક શબ્દમા પણ વિરોધ ન કરી શક્યા એ જ મોટામા મોટો ચમત્કાર નથી શુ ?"

અને સહુએ એ વાતને કબૂલવી પડી !

* પેલા બંગાલના સન્યાસી ત્રિલોકનાથ !

બ્રહ્મચર્યના વિશુદ્ધ બળથી ૩૦૦–૩૦૦ માઈલ દૂર પોતાના ગજભક્તને ત્યા આકાશમાર્ગે ચાલ્યા જતા પણ એક દી ગજભક્તને ત્યા જમતી વખતે પીરસતી ગજકુમારી તરફ નજર પડી અને એક ક્ષણ માટે ચિત્તમા વિકાર પ્રવેશ કરી ગયો વિદાયની વેળા આવી ને તે આકાશમાર્ગે ઊડવા ઘણા ફાંફા માર્યા, બધાય નિષ્ફળ ! સિદ્ધિ સાફ થઈ ગઈ !

* દ્રૌપદીના વસ્ત્રાહરણ વખતે ઊંચાનીચા થતા અને રાડો પાડતા ભીમનો જેટલો ભય દુર્યોધનને સતાવતો ન હતો તેથી ઘણો વધુ ભય–મીંઢાની જેમ મૂગા બેઠેલા અર્જુનને જોઈને જાગતો હતો

* ચાર વર્ષ સુધી જાપાનના અર્થતંત્રનો અભ્યાસ કરીને ભારતમા પાછા ફરેલા ભારતીય અર્થશાસ્ત્રીએ

સૌરાષ્ટ્રના અર્થશાસ્ત્રીઓ સમક્ષ ભાષણો કર્યાં. તેમાં ભારતની ગરીબીનું અને જાપાનના ઝડપી ઔદ્યોગિક વિકાસનું અનેક પાસાંઓથી વર્ણન કર્યા બાદ ભાષણનો ઉપસંહાર કરતાં તેણે કહ્યું, "બંધુઓ ! ભારતની ગરીબી ભારતને ખાઈ જશે કે ખતમ કરી નાંખશે એવું માનશો નહિ. જ્યાં ભારતના પહાડોમાં, ગિરિકન્દરાઓમાં કે નગરોમાં સંતો અને સાધુજનો બેઠેલા છે ત્યાં સુધી તેમનાં આધ્યાત્મિક બળોથી ભારતના પ્રાણ જીવંત રીતે ધબકતા જ રહેવાના છે.

આ તો માર્ગાનુસારી જીવનના સ્વામીઓની વાત થઈ. ભારતના માર્ગાનુસારી મહાત્માઓની પાસે પણ સૂક્ષ્મની આવી તાકાત હોય તેથી ઉપરની કક્ષામાં રહેલા સજ્જનો, સંતો અને મહાસંતોની સૂક્ષ્મની તાકાતની તો શી વાત જ કરવી ! એના ચમકારા તો કેટલા બધા આંજી નાંખનારા જ હોય !

બધી છૂટછાટ લઈને પતન કરવાની સત્તા લઈને આવેલી રાજગણિકાની સામે સમગ્ર રાત્રિ દરમિયાન સંપૂર્ણપણે નિર્વિકાર બનીને રહેવું એ બાપભટ્ટસૂરિજીનું સૂક્ષ્મનું બળ કેવું ?

સ્થૂલભદ્રજી, વિજય અને વિજયા, પુણીઓ શ્રાવક, મયણા, અનુપમા, સુલસા વગેરે પ્રાતઃસ્મરણીય મહાત્માઓના સૂક્ષ્મના બળની કથા પણ આ કલમે શે કંડારવી એ સમજાતું નથી.

પરમાત્મા મહાવીરદેવ ! સૂક્ષ્મતમ બળોના કેવા સ્વામી ! કાળોતરા દૃષ્ટિવિષ નાગને 'બુજઝ બુજઝ ચડકોસીઆ' કહે અને નાગ બૂઝી જાય !

માનવોને પણ બુઝાવવાનુ જેમને મુશ્કેલ બની ગયુ છે એમને તો આ બળની વિરાટતાની કલ્પના તો જરૂર આવી શકશે

રાજ્યનો ભાગ લેવા આવનારા ૯૮ પુત્રોને વિરતાની કથા જ કહીને સર્વસંગત્યાગના પંથે–પહેલી જ બેઠકે–વાળી દેવાનુ કાર્ય કરતા પરમાત્મા દેવાધિદેવ આદિનાથ-સ્વામીજીની સૂક્ષ્મતમ શક્તિઓની ગાથા આ જગતમા અમર બની ગઈ છે !



સમયનો તકાજો તો એવો છે કે આર્યસંસ્કૃતિ પ્રેમીના કે જૈન-ધર્મીના પ્રત્યેક ઘર દીઠ એક યુવાને સૈનિક બનવુ જ પડશે શાસનનો આ સૈનિક આક્રમકોના દાંત ખાટા કરીને શાસનરક્ષા કરે, અને પોતાના જીવનને ધર્મસાપેક્ષ બનાવીને પણ શાસનરક્ષા કરી શકે બેય બાજુના ચક્રો ખૂબ જીવંત રીતે ગતિમાન બનવા જોઈએ સ્થૂળના બળોની જેટલી જરૂર છે તેથી અધિક સૂક્ષ્મના બળોની જરૂર છે આક્રમકોને થરથરાવી દેવા સિંહગર્જનાની જરૂર તો છે જ, સાથે પ્રશાંત મૌન દ્વારા આક્રમકોને સતત ભય અને શંકાથી યુક્ત રાખી નજીક નહિ આવવા દેનાર [illegible] બળની જરૂર સિંહગર્જનાથી ય અધિક

# અરિહંતની શરણાગતિમાં સૂક્ષ્મનું ઉત્પાદન

[૬]

સ્વરક્ષા માટે સૂક્ષ્મના બળનું ઉત્પાદન કરવાનું અત્યંત આવશ્યક છે. જે બળ વિના સ્વરક્ષા, શાસનરક્ષા વગેરે કશું જ થઈ શકતું નથી તે બળને સહેલાઈથી ઉત્પન્ન કરવા માટેનો માર્ગ કયો છે? એ જાણી લેવું જોઈએ. જો તે માર્ગે ચાલી જવામાં આવે તો સૂક્ષ્મ–બળનું ઉત્પાદન ખૂબ જ સરળ બની જાય; અને સામૂહિક પણ બની જાય. અનેકાનેક આત્માઓ આ માર્ગે ડગ માંડવા લાગી જાય.

આ માર્ગ સરળ છે અને સાથે ખૂબ જ નિર્ભય છે. તપ, ત્યાગાદિના કોઈ પણ માર્ગમાં વધુ કઠિનતા કે કાંઈક પતનાદિના ભયની શક્યતા પડેલી હોય છે. જ્યારે તેમાંનું કાંઈ જ આ માર્ગે જોવા નહિ મળે.

એ માર્ગ છે; અરિહંતની શરણાગતિનો.

જ્યારે સહુ આપણને ચાવી ખાતા હતા; ભૂંજતા–શેકતા હતા; જ્યારે અનેકોથી આપણે ધિક્કારાતા હતા; તિરસ્કારાતા હતા; જ્યારે આપણા સુખ અને શાન્તિ તરફ ઈર્ષ્યાથી સહુ જોતા હતા અને આપણને જીવનમાં દુઃખી દુઃખી કરી મૂકવાને કે જાનથી ખતમ કરી દેવાને અનેક આત્માઓ ઝંખતા હતા; એ માટે મળેલી તક કદી પણ જતી કરતા

ન હતા—એવા સમયે પણ જેમણે આપણા પ્રત્યે કરુણા-ભરી નજર કરી, જેમણે આપણને એ મધળા ય દુ ખો અને દુ ખોના મૂળભૂત કારણોથી ઉગારી લેવાની લાગણી-ભર હૃદયે ભાવના ભાવી, જેમણે પોતાની વિરાટ કરુણાની બાથમા આપણને પણ સમાવી લીધા એવા એક બે કે પાચ કરુણાના સાગર થયા નથી આજ સુધીમાં એવા અનત આત્માઓ થઈ ચૂકયા છે, જેઓ અતે તીર્થંકરદેવ બ યા છે જેમણે વિષય-કષાયના સાગરમાં ડૂબતા આપણને બચાવી લેતી 'શાસન' નામની નાવડી તરતી મૂકી જ છે

દુર્ભાગી આપણે જ રહ્યા ! જેમણે એ નાવડીનુ—એ દેવાધિદેવનુ—શરણ લીધુ તે તમામ તર્યા, આપણે શરણુ જ ન લીધુ એના ચરણોનુ, પરિણામે આજે ય આ અપાર સ સાર પારાવારમા ડૂબતા જ રહ્યા છીએ

ઓ, ઈશ ! હવે જ અમને સમજાયુ છે કે, "અમારા સઘળા દુ ખો, પરાભવો, યાતનાઓ અને સ તાપોનુ મૂળ, અમારી સદા જીવત રહેતી વાસનાઓનુ મૂળ તારી અ-ભક્તિ જ છે અમે પૂર્વભવોમા કદી તારી સાચી ભક્તિ કરી જ નથી એથી જ સર્વ પરાભવોનુ ભાજન બન્યા છીએ !"

ઈશના ચરણનુ શરણ એ જ જો આપણુ જીવન બની જાય તો સૂક્ષ્મનુ પ્રચ ડ બળ, તદ્દન સહજ રીતે આપણા અ તસ્તલમા જગતુ જાય, ઉભરાતુ જાય, અ તે વિશ્વમા વહેતુ થવા લાગી જાય

આ જગતનો એવો ત્રિકાલાબાધિત ન્યાય છે કે જે ચીજ તમારી પાસે ન હોય; અને એ ચીજ તમારે જોઇતી હોય તો તેના માલિક પાસે તમારે જવું જ જોઇએ.

હીરા જોઈતા હોય તો હીરાના માલિક ઝવેરી પાસે જ જવું રહ્યું; ત્યાં કાછીઓ કે કંદોઈ નકામો છે.

તમારે સૂક્ષ્મની તાકાત જોઈતી હોય તો તેના સ્વામીના શરણે જવું જ રહ્યું. જેની પાસે જે છે; તેની પાસેથી જ તે મળી શકે.

મેળવવાનો આ ખૂબ સરળ અને સરસ ન્યાય છે.

સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ બળોના એકના એક સ્વામી જો કોઈ હોય તો તે તારક પરમાત્મા છે; ત્રિલોકગુરૂ છે; અશરણશરણ, પતિતપાવન, ત્રિભુવન-વત્સલ, અકારણમિત્ર દેવાધિદેવ જ છે.

જેને આ દેવાધિદેવ ગમતા નથી એ કોઈને ય ગમતો નથી.

જે આ પ્રભુને નમતો જ નથી, એને કોઈ પણ નમતું નથી

જે આ આર્હન્ત્યને ભજતો નથી તેને કોઈ યાદ પણ કરવા તૈયાર નથી

જે આ માની સેવા કરતો નથી એની સેવા કરવા—મોતની વેળાએ—પણ કોઈ આવનાર નથી.

ત્રિભુવનપતિ, ત્રિલોકગુરુની શરણાગતિ જ આપણું સર્વસ્વ બની રહે એ આપણા તમામ હિતો અને સુખો માટે અત્યંત જરૂરી છે

આવી શરણાગતિ વિનાના તપ, ત્યાગ, જ્ઞાન, વિદ્વત્તા, પુણ્યજનિત વૈભવો વગેરે તમામ ગમે તે પળે ધર્મજીવનની ધરતીમા ભયાનક કડાકો બોલાવી દેતા હોય છે અચ્છા અચ્છા રૂસ્તમો પણ આધ્યાત્મિક જગતમા અંતે દેવાળુ કાઢી ચૂકયાના—બરબાદ થઈ ગયાના પ્રસંગો સાભળવા મળે છે

શરણાગતિ એ આપણો જ 'સેઈફ્ટી વાલ્વ' છે
શરણાગતિ એ આપણો જ 'સેઈફ ગાર્ડ' છે
શરણાગતિ એ આપણો જ 'ડોગ–વોચ' છે
એની અવગણના એટલે ખુલ્લંખુલ્લા હારાકીરી

એની અવગણના જીવનમાત્રના સુખ અને શાન્તિની અવગણનામા પરિણામી જઈને આપણને હૃદયથી નિષ્ઠુર, દિલથી ક્રુર, મનથી ઉન્મત્ત અને બુદ્ધિથી ભ્રષ્ટ કરી દીધા વિના રહેતી નથી

બીજા બધાની અવગણના થઈ શકે પણ આપણી જ આધારશીલારૂપ આપણા જ શ્વાસપ્રાણરૂપ, આપણા જ પ્રાણરૂપ શરણ્યની અવગણના આપણે કદી કરી ન શકીએ

જેનુ નામ માત્ર આપણા ચિત્તના તાપ ઠારે, જેની આકૃતિ (પ્રતિમાનુ સ્મરણ, પૂજન–વંદન માત્ર આપણા દારિદ્ર્ય ફેડે, જેનુ દ્રવ્ય માત્ર દેવેન્દ્રોના પણ કષાયોની

આગ ઠારે; જેના ભાવનિક્ષેપની કમાલની તો શી વાત કરવી ? એવા તરણ–તારણહાર પરમકૃપાલ; પરમપિતા, જગદંબા, પ્રાણેશ્વર પરમાત્મા તીર્થંકરદેવની શરણાગતિ જેને ભાવતી નથી, ફાવતી નથી, જચતી નથી એ જીવનો તો જન્મારો એળે ગયો ! એનાં જ્ઞાન, ધ્યાન, ત્યાગ, તપ કે વિરતિના વેષમાં ધૂળ પડી, ધૂળ પડી !

સૂક્ષ્મનું બળ પુષ્કળ હોવું જોઈએ તેમ ગુણવત્તાની દૃષ્ટિથી તે ખૂબ વિશુદ્ધ પણ હોવું જોઈએ. શરણાગતિ વિનાના તપ, ત્યાગાદિથી સૂક્ષ્મનું પ્રચંડ બળ કદાચ ઉત્પન્ન થઈ જશે પણ તેમાં વિશુદ્ધિનું તત્ત્વ નહિ જડે. આમાં મોટું જોખમ લેવાય છે.

આથી જ પરમેષ્ઠિ–શરણાગતિ જ સૂક્ષ્મ બલોત્પાદ માટે શ્રેષ્ઠ છે અને નિર્ભય છે.

સૂક્ષ્મનું વિશુદ્ધ અને પ્રચંડ બળ ઉત્પન્ન કરતી શરણાગતિનો એક બીજો મોટો લાભ (બાઈ–પ્રોડક્ટ) તૈયાર મળી જાય છે. આ લાભ પરાર્થકરણ માટે ખૂબ આવશ્યક છે તેમ અનિવાર્ય પણ છે.

માત્ર આત્મ–વિશુદ્ધિના સ્વામી સ્વાર્થની સાધનાઓ કરી શકશે પણ પરાર્થની આરાધનાઓ કદાચ વ્યક્ત રીતે તો નહિ જ કરી શકે; કેમકે તે માટે શુદ્ધિની સાથોસાથ પુષ્ટિની પણ ખૂબ જરૂર રહે છે. શુદ્ધિથી સ્વાર્થ સધાય; પુષ્ટિથી પરાર્થ સધાય. પુષ્ટિ એટલે પુણ્યનો—નિર્મળ પુણ્યનો; પુણ્યાનુબંધી પુણ્યનો—સંગ્રહ.

શુદ્ધિ, પુષ્ટિ બે ય ભેગા મળીને-પરમ્પરાના પૂરક બનીને સ્વ-પર અનેક આત્માઓને મુક્તિ આપનારાં બની જાય છે

શાસન, ધર્મક્રિયા, સસ્કૃતિ વગેરેની રક્ષાનો જે પ્રશ્ન છે તે બહુધા પરાર્થસ્વરૂપ છે એટલે તેમા પુણ્ય-સગ્રહની પણ ખૂબ જરૂર છે,

આપણે પુણ્યના ઉત્પાદનમા સીધા ભલે કદાચ ન જોડાઈએ પણ સૂક્ષ્મના વિશુદ્ધ બળનુ ઉત્પાદન કરવા માટે જે શરણાગતિ સ્વીકારીએ તેના બાઈ-પ્રોડક્ટરૂપે કુશલ પુણ્યનુ ઉત્પાદન થઈ જતુ હોય તો તે અતિ આવશ્યક બાબત બની જાય છે મેળવ્યા વિના મળી જતુ, શરણાગતિના ભાવમાથી પ્રગટતુ આ પુણ્ય એટલુ બધુ નિર્મળ હોય છે અને વીર્-બળ ધરાવતુ હોય છે કે તેના દ્વારા સ્વ અને પરના કલ્યાણની વ્યક્ત ગાથાનુ ખૂબ સુદર નિર્માણ થઈ જાય છે

ચાલો, તે પુણ્યતત્ત્વ ઉપર થોડો દૃષ્ટિપાત કરી લઈએ, તેની જરૂરીઆતને સમજી લઈએ, તેના ક્ષેત્રોને જાણી લઈએ

મહામુસીબતે મેળવેલા દેવકુમાર જેવા બત્રીસ પુત્રોને એકીસાથે ખોઈ નાખવા છતા માતા સુલસાના અતરે અદીનતાનો ધ્વજ ફરકાવવાની તાકાત કોણે બક્ષી ?

જવાબ એક જ છે "અરિહતની શરણાગતિએ જ

## પુણ્ય : એક અપરિહાર્ય શક્તિ

[ ૭ ]

જંગો તો એક સાથે આપણા જીવનમાં અવિરતપણે ચાલી રહ્યા છે. સૌથી મોટો જંગ આંતરિક વાસનાઓનો છે. અનાદિકાલીન વાસનાઓના કાતિલ હુમલાઓ સામે આત્મા લગભગ મહાત–પરાજિત થઈ ચૂક્યો હોય તેવો આભાસ થયા કરે છે. આથીસ્તો ત્રિલોકગુરુ પરમાત્માએ કહ્યું છે ને કે, "જેણે આત્મા જીત્યો તેણે બધું જીત્યું."

સંતોએ પ્રબોધ્યું છે; બીજા જંગો શા માટે ખેલે? ખેલવા જેવો જંગ તો તારા ઘરનો જ છે. તારા ઘરમાં જ ખૂનખાર લડાઈ ચાલી પડી છે. ઘોર પરાજય તને સાંપડી રહ્યો છે. તારા ગુણોની કત્લેઆમ થઈ રહી છે. ઘાસની જેમ વઢાઈ રહ્યા છે; તારા ગુણો, તારી શક્તિઓ, તારું આંતરસૌન્દર્ય...બધું ય.

"માટે હે આત્મન્! અંદર જ યુદ્ધ કર. બહારનાં છમકલાં જેવાં યુદ્ધોથી ફારેગ થા."

સંતપુરુષોની આ આર્ષવાણી વાસનાઓના જંગને સૌથી વધુ ભયંકર જણાવે છે.

આ જંગ પછી બીજો પણ એક જંગ છે; જે બાહ્ય છે; જેની અવગણના કરવાનું આપણને પાલવે તેવું નથી.

એ જગ છે, આપણા અસીમ ઉપકારી ધર્મશાસન –ધર્મસંસ્કૃતિ ઉપરના ભૌતિક અને પાશ્ચાત્ય આક્રમણો– અંબધિત

જે રીતે નવી પેઢી વિકૃતિઓના ઘોડાપૂરમા હોશભેર તણાઈ રહી છે, જે રીતે લોહીના ચીચેલા અને મડદાના ખાતરથી ઉગાડાએલા શીલ, સદાચાર, આતિથ્યના વડલાઓ જમાનાવાદની ભયાનક આંધીમા મૂળીઆમાથી ઊખડી રહ્યા છે એ જોતા તો એમ જ લાગે છે કે આ આક્રમણોના પડછાયાને પણ પડકારવાનુ કાર્ય આપણા ક્ષેત્રની બહાર છે

આ તો થયા બે જગ હજી એક નાનકડો જગ પણ ચાલી જ રહ્યો છે, હા સત્ત્વશાળી આત્માઓ એની પરવાહ નથી કરતા એ વાત તદ્દન સાચી છે અને ખૂબ સારી પણ છે, બધાયની તો એ તાકાત હોતી નથી જીવનમા જે દુખો આવીને ઊભા રહે છે તેમા ટકી જવુ– અદીન બની રહેવુ–તે લગભગ મુશ્કેલ બની જાય છે- એવી વિષમ સ્થિતિમા રહીને પણ ચિત્તની પૂરી પ્રસન્નતા અબાધિત રાખીને ધર્મધ્યાનમા ઓતપ્રોત રહેવાની કળા તો કોક વીરલાને જ હસ્તગત થઈ હોય છે એટલે નાનકડો પણ આ ય એક જગ છે જેની સાવ અવગણના તો ન જ કરી શકાય

વાસનાનો જગ સૌથી મોટો, ધર્મસંસ્કૃતિ ઉપરના આક્રમણોના મુકાબલાનો જગ પણ ઘણો ગભીર, અને

જાગી પડતાં દુઃખોના તણખાઓ પણ સાવ અવગણના કરી દેવા લાયક તો નહિ જ. શું કરવું? શો ઉપાય હશે આ જંગોમાં યશશ્રી વરવાનો?

વાસનાઓ દ્વારા આત્માને મળતી પછડાટો એટલી બધી જોરદાર હોય કે એમાંથી ભવોના ભવો સુધી પાછા બેઠા થવાતું નથી.

ધર્મસંસ્કૃતિ ઉપરનાં આક્રમણોનો ઝપાટો એટલે સખત હોય છે કે એ સંસ્કૃતિને ફરી બેઠાં થતાં સેંકડો વર્ષો નીકળી જતાં હોય છે.

અને કૌટુમ્બિક, શારીરિક વગેરે દુઃખો પણ ભલે ટૂંક સમયમાં વિદાય પણ થતાં હોય તો ય તેનો ફુંફાડો એકદમ ગભરાવી દઈને ધર્મવિમુખ કરી દેતો હોય છે. એટલે ઉપાય તો કોક ખોળવો જ રહ્યો.

આ રહ્યો; તે ઉપાય. એ છે પુણ્યનું–વિશુદ્ધ પુણ્યનું–ઉત્પાદન.

વાસનાને જન્મ દેતાં પાપકર્મો સાથે લડવામાં બમણા વેગથી હુમલાઓ આવવાની પૂરી શક્યતા છે. લડીને જીતી લેવાય તેટલી સરળ એ લડાઈ નથી. પાપકર્મોને તો એના જ જેવા કોઈ કર્મ સાથે લડાવી મારીને ખતમ કરી દેવા જોઈએ એ કર્મ છે; પુણ્યકર્મ.

પુણ્યકર્મ સાથે પાપકર્મને લડાવી મારો; અને તે પાપકર્મોને નષ્ટ કરો. જેટલાં મજબૂત પાપકર્મો હોય

તેટલુ મજબૂત આપણુ પુણ્યકર્મ પણ હોવુ જોઈએ. નહિ તો તે ટકી ન શકે

વિશિષ્ટ કોટિના પુણ્યથી એવો સદ્ગુરુયોગ, કલ્યાણ-મિત્રોનો સગ, અનુકૂળ ધર્મક્ષેત્ર વગેરે થઈ જાય કે તેથી વાસનાઓ સહજ રીતે શાન્ત-ઉપશાન્ત બની જાય છે. બેશક, આ પુણ્ય જેમ શુદ્ધ (અર્થ-કામની આકાક્ષા વિનાનુ) હોવુ જોઈએ તેમ ઉગ્ર પણ હોવુ જોઈએ, તો જ તે ઝટ ફળે

મયણાસુદરીના જીવન-પ્રસગોમા તેણે ઉત્પન્ન કરેલા ઉગ્રપુણ્યના ચમકારા આપણને જોવા મળે છે

ઉગ્રપુણ્યની નીપજ ખાસ કરીને તો પરમાત્માની અનન્ય અને શુદ્ધ શરણાગતિથી જ થાય છે

જો આવુ શુદ્ધ અને ઉગ્ર પુણ્ય હાસલ થાય તો ધર્મીજનો કે ધર્મસઘ ઉપર આવતા ધર્મનાશક આક્રમણોની પણ પીછેહઠ થવા લાગે જે સઘ પાસે પુણ્યની મૂડી ઓછી થઈ ગઈ હોય કે પરવારી ગઈ હોય તેવા સઘને જ કોઈ આગળી કરી શકે કે અડપલુ કરી શકે ને ? પુણ્યશાળીને આગળી શી ? અને અડપલુ ય શેનુ ? આક્રમણની તો વાત જ કયા રહી ?

આજે ધાર્મિકજનોનુ પુણ્ય ઘટયુ છે એ પણ એક હકીકત છે એનો ઇન્કાર થઈ શકે તેમ નથી વાસનાઓનુ નાશક પુણ્ય આ રીતે ધર્મશાસન ઉપરના આક્રમણોને પણ મારી હઠાવવામા ખૂબ સરસ રીતે સહાયક બની જાય છે

અને... પેલાં દુઃખોનાં છમકલાં ગેરીલા પદ્ધતિનાં હોવાથી અપેક્ષાએ મોટા જંગ કરતાં ય વધુ થકવી નાંખનારાં હોય છે. તેને ય આ જ પુણ્ય શાન્ત કરી દે છે.

શાસનરક્ષા પુણ્ય કરે : અજબગજબ ગેબી રીતે.

દુઃખોથી જીવનરક્ષા પુણ્ય કરે : ન ઇચ્છીએ તો ય.

વાસનાઓથી આત્મરક્ષા કરે : તદ્દન સાહજિક રીતે.

કારમી વાસનાઓ અને ભયંકર દુઃખના તાપમાં બળતા-ઝળતા એક દેવાત્માને આ ઇશ-શરણાગતિએ જ ઉગારી લીધા હતા.

દેવલોકની ધરતી કે જ્યાં નિર્ગ્રન્થોના ચરણ પણ કદી પડતા નથી; એ ધરતીના એક લાચાર, દયાર્ત્ત અને વાસનાપીડિત આદમીને શરણાગતિ ન હોત, ઇશનો સ્થાપના-નિક્ષેપ (પ્રતિમા) ન હોત તો કોણ ઉગારત? અહીં જ જોઈ લઈએ; એ પ્રસંગ.

**કુમારનન્દી સોની :**

પોતાના દેવાત્મા પતિનું આયુષ્ય પૂર્ણ થવાનો સમય નજદીકમાં જાણીને હાસા અને પ્રહાસા દેવીઓ ચિંતામગ્ન થઈ. નવો દેવ જો સંસ્કારે અતિ કામી હોય તો જ મજા પડે એમ વિચારીને તેવા આત્માની શોધમાં હાસા-પ્રહાસા મૃત્યુલોકમાં આવી.

ફરતાં ફરતાં એક દિવસ તેમણે ચંપાનગરીના ઉદ્યાનમાં ૫૦૦ રૂપવતી રમણીઓ સાથે કુમારનન્દી નામના ધનાઢ્ય સોનીને ક્રીડાઓ કરતો જોયો.

ખરેખર કુમારનન્દી કામાંધ હતો નગરમાં ક્યાંય પણ રૂપવતી સ્ત્રીને એ જોતો કે તરત પાંચસો સોનામહોર આપીને તેની સાથે લગ્ન કરી લેતો

હાસા-પ્રહાસા દેવીઓને આ આત્મા પોતાના પતિના સ્થાને દેવ થાય તે ખૂબ સમુચિત લાગ્યું

રૂપવતી માનુનીનાં રૂપ વારીને તેઓ સોનીની નજરમાં આવી તેમનાં રૂપ-લાવણ્યમાં કુમારનન્દીને પોતાની પાંચસોય પ્રિયાઓ સાવ ફિક્કી પડી જતી લાગી

વાતચીતમાં હાસા-પ્રહાસાએ કુમારનન્દીને કહ્યુ, "અમારી સાથે સુખ માણવું હોય તો પંચશીલ નામના દ્વીપમાં આવવું પડશે વિચાર થાય તો ચાલ્યા આવજે"

કુમારનન્દીએ તે દ્વીપની તપાસ કરી લીધી એક વહાણવટી મળી ગયો, પણ તેણે કહ્યું કે હું તો ત્યાંથી પાછો ફરી શકીશ નહિ માટે મારા બાળ-બચ્ચાંને વિપુલ ધન આપો તો જ તમને પંચશીલ દ્વીપના માર્ગે મૂકી દઉં"

કુમારનન્દીએ તેના કુટુંબીજનોને અઢળક સંપત્તિ આપી પછી બે ય નીકળી ગયા

દિવસો પછી એક બેટ પાસે આવ્યા પાસે જ એક પેપૂર વૃક્ષ આવી ગયું હતું નાવિકે કુમારને કહ્યું, "આ વૃક્ષ વટાવ્યા બાદ પાણીમાં ભયંકર વમળો આવે છે વૃક્ષ

નીચેથી નાવ પસાર થાય કે તરત જ તમે એની ડાળને લટકી પડજો. બીજી જ ક્ષણે હોડી અને હું વમળોમાં ફસાઈ જઈશું. મારું મોત થશે. ડાળી પકડીને વૃક્ષના થડ ઉપર આરામ કરજો. સાંજ પડતાં વિરાટકાય ભારંડ પક્ષીઓ આ વૃક્ષે વિરામ લેવા આવશે. તમે તેની જંગી પાંખમાં પેસી જજો. સવાર પડતાં તે પંખીઓ ઊડીને પંચશીલ દ્વીપે ઉતરાણ કરશે ત્યારે તમને તમારું ઇષ્ટ-સ્થાન મળી જશે."

વૃક્ષ આવ્યું. કુમાર ડાળીને લટકી ગયો. નાવિક વમળમાં મરી ગયો. નાવિકના કહ્યા મુજબ જ થયું. પંચશીલમાં રખડતાં રખડતાં કુમારને તે બે દેવીઓ મળી. પણ અફસોસ ! તેમણે દગો દીધો. કુમારને કહ્યું, "અમે તો દેવાંગનાઓ છીએ. માનવ સાથે અમારે સંબંધ નથી કરવો. તપ કરીને, સંકલ્પ (નિયાણું) સાથે બળી મરો અને અમારા પતિના સ્થાને દેવ બનો તો જ તમારી કામેચ્છા પૂર્ણ થાય. લો, અમે અમારી દૈવી શક્તિથી તમને તમારી ચંપાનગરીમાં પળવારમાં પાછા મૂકી દઈએ.

ઝૂરતો રડતો કુમાર ફરી ચંપા ભેગો થયો.

ધર્માત્મા મિત્રે નિવાર્યો છતાં દેવીના કહ્યા મુજબ તપ વગેરે કરીને જીવતો બળી મર્યો અને દેવીના પતિના સ્થાને દેવ થયો.

પણ દેવોની દુનિયામાં હાસા–પ્રહાસાના આ પતિનું કોઈ વિશિષ્ટ સ્થાન ન હતું. મોટી પુણ્યશક્તિ વિના તો એ ક્યાંથી બને ?

દેવાત્મા થયેલા કુમારનન્દીનુ સ્થાન ઢોલીડાનુ હતુ અમુક પ્રસગોમા દેવીઓ નૃત્ય કરે ત્યારે આ બિચારાને વચ્ચે ઊભા રહીને ચોતરફ કુદાજે કૂદવાનુ અને ગળે નાખેલો ઢોલ બજાવવાનો.

પોતાનુ આ કાર્ય જાણીને કુમારનન્દીના દેવાત્માને ભયાનક આઘાત લાગ્યો પણ હવે શુ થાય? કામાન્ધતાએ જ એને આ કૂવે ઉતાર્યો હતો ને!

છેવટે મિત્ર-દેવની સલાહ લઈને એણે પોતાનુ સમગ્ર જીવન પરમાત્માની પ્રતિમા બનાવીને ભક્તિમા વીતાવ્યુ એથી વાસનાઓ શાન્ત થઈ, દુ ખના આઘાત ઉઝાયા, પુણ્ય વધ્યુ અને ભાવી મ ગળમય બન્યુ

ભગવાન સિવાય તો પાપીને કોણ બચાવી શકે?

## જિનમ દિરોની આવશ્યકતા

જ્યારે શરણાગતિ સૂક્ષ્મના પ્રચ ડ બળને સીધુ ઉત્પન્ન કરી આપે છે અને પુણ્યના વિશુદ્ધ બળને સાથે સાથે ઉત્પન્ન કરી આપે છે ત્યારે જ મુગ્ધ બાળ-જીવોને માટે "જિનમ દિરો' અનિવાર્ય આવશ્યક બની જાય છે કોઈ આલ બન વિના-સીધુ ધ્યાન-મુગ્ધ જીવોને ન લાગી જાય એ તદ્દન સહજ બીના છે

જિનવાણીનુ શ્રવણ તો જ્યારે નિર્ગ્રન્થ મુનિભગવ તો વગેરે ગામમાં કે નગરમા આવે ત્યારે જ ચાતુર્માસાદિના સમયમા મળી શકે જ્યારે બારમાસી કાઈ ધર્મ આપણી પાસે હોય તો તે જિનપૂજાનો છે, જિનમ દિરોનો છે

જે જિનવાણી સાંભળી તેનું યથાર્થ ફળ વાસનાઓની શાન્તિ છે; જિનાજ્ઞાનનું શક્ય એટલું વધુ પાલન છે. આ બધું ય જિનપ્રતિમાના બારમાસી આલંબન વિના સિદ્ધ થવું મુશ્કેલ છે.

છતાં જો આપણે મંદિરોને અવગણીશું તો આપણા દ્વારા ધર્મક્રિયાઓ અને ધર્મસંસ્કૃતિઓની પણ અવગણના થઈ જશે. જમાનાવાદના ઝેરી પવનમાંથી ઉત્પન્ન થયેલાં સિનેમા–ટોકિઝો, કલબો, હોટલો વગેરે આપણા ભાવ-જીવનને પછી તો ભરખી જ રહેશે.

અશુભ આલંબનો ઊભાં થઈને અશુભતાને વાયુ-મંડળમાં પ્રસરાવતા આપણી સગી આંખે જોયા પછી પણ જો આપણે આલંબનની અસર ન જ સ્વીકારીએ; અને તેથી શુભ આલંબનોનાં સ્થાનો–તે અશુભ સ્થાનોની–સામે ખડાં ન કરી દઈએ તો પછી આપણે આપઘાતને જ નોતરશું.

સિનેમાઓ, જીમખાનાંઓ, ટ્રીપો, ક્લબો, રોટરી, લાયન, જાયન્ટ વગેરે કલબોની સામે મંદિરો વિના શું આપણે ટક્કર ઝીલી શકશું ખરા ?

કચકડાની પટ્ટી ઉપર કંડારી લેવાયેલી એક સિને-નટીનું જડ દૃશ્ય જો માનવોના ચિત્તમાં વિકાર ભરી દેવાને સમર્થ ન બની ચૂક્યું હોય તો તેવા–ધમધમતાં રિસી-વિંગ સ્ટેશન જેવા ચિત્તના સ્વામી – માનવોના ચિત્તમાં નિર્મોહી પરમાત્માની પ્રતિમા શું સંસ્કાર ભરી દેવાને

સમર્થ નથી ? શું મોહી કરતા નિર્મોહી નિર્બળ છે ? બિન-અસરકારક છે ? અફસોસ !

એક સામાન્ય ચિંતકે પણ અધ્યાત્મ જગતના અસ્તિત્વનું સમીકરણ શોધ્યું છે તે ય અધ્યાત્મજગતના રખોપા તરીકેનો ઠેકો ધરાવતા આપણે જો નહિ સમજીએ કે નહિ અપનાવીએ તો તે ખુબ જ આઘાતજનક બાબત ગણાશે એમ મને લાગે છે

તેણે કહ્યુ છે કે જો તમારે ભારતીય પ્રજાને ખતમ કરી દેવી હોય તો તમે ભારતીય સંસ્કૃતિને ખતમ કરી નાખો કેમકે એ પ્રજાની જીવાદોરી એની સંસ્કૃતિ જ છે

અને જો તમારે ભારતીય સંસ્કૃતિને ખતમ કરી નાખવી હોય તો તમે મંદિરોને ઊભા ને ઊભા જ (કાયદાઓ વગેરેની બીસમા લઈને) ખંડીએર બનાવી દો કેમકે મંદિર જ તેની સંસ્કૃતિના ઉદ્ગાતાઓ છે અને રખોપાઓ છે અસ્તુ

આ જ કારણસર આ દેશની પ્રજાએ આક્રમકોની સામે મંદિર અને મૂર્તિઓની રક્ષા કરવામા કદી પાછી પાની કરી નથી, રે ! જાનની બાજીઓ લગાવીને પણ તેના રક્ષક બનીને તેઓ જીવનના પરમસૌભાગ્યના પ્રાપક બન્યા છે અહી રામલાલ બારોટનો એવો જ એક પ્રસંગ ટાકુ છુ.

**રામલાલ બારોટ**

ગુર્જરેશ્વર કુમારપાળની રાજગાદી ઉપર ચડી બેઠેલો રાજા અજયપાળ, ગુર્જરેશ્વરની ધાર્મિકતાની જીવત સાક્ષી

રૂપે શોભેલાં જિનમંદિરોને ધારાશાયી કરવાના જાણે શપથ લઈ ચૂક્યો હોય તે રીતે એક પછી એક જિનમંદિર ધૂળભેગું કરતો તારંગતીર્થને ધરતીનશીન કરવા માટે આગળ ધસી રહ્યો હતો.

એના રસ્તામાં એક ગામ આવ્યું. ત્યાંના જૈનો ભારે ધર્મપ્રેમી. તારંગાની રક્ષા માટે વિચાર કરવા આખો સંઘ એકઠો થયો. આખી રાત વિચારણા કરી પણ કોઈ ઉપાય ન જડ્યો. એ વખતે રામલાલ નામના એક બારોટે તીર્થરક્ષાનું બીડું ઝડપ્યું. સંઘે એનાં બાળ-બચ્ચાં વગેરે કુટુંબીજનોની કાયમી સંભાળ રાખવાની જવાબદારી માથે લીધી. રામલાલ બારોટને સહુએ તિલક કર્યું. યુવતીઓએ આશિષ આપી. રામલાલે નાટક મંડળી તૈયાર કરી. બીજા માણસો દ્વારા આ નાટક મંડળીની ભારે પ્રશંસા અજયપાળ પાસે કરાવી. અજયપાળે રામલાલનું નાટક જોવાની ઇચ્છા દર્શાવી. રામલાલ બારોટે અજયપાળ સમક્ષ ઉપસ્થિત થઈને કહ્યું, “રાજન્! નાટક તો આપને જરૂર બતાવીશ, પણ મારી બે શરત પાળવી પડશે. નાટકમાં જે કાંઈ આવે તે જોવું જ પડશે. અને નાટકના અંત સુધી ઉઠાશે નહિ.”

રાજાએ શરતો કબૂલ કરી. રાત્રે દશ વાગે નાટક શરૂ થયું.

એના પહેલા અંકમાં આપ-બળે અઢળક સંપત્તિ

પ્રાપ્ત કરીને શ્રીમંત થયેલો એક યુવાન દેખાયો ગુરુ-પદેશે એણે જિનમંદિર બનાવ્યું ભારે ઠાઠથી અને આંતર-મસ્તીથી એ ધનાઢ્ય માણસને રોજ જિનપૂજા કરતો દેખાડ્યો આ દૃશ્ય જોતા અજયપાળ સમસમી ઊઠ્યો પણ શરતને આધીન હોવાથી લાચાર બનીને બેસી રહ્યો

બીજા અંકમાં એની વૃદ્ધાવસ્થા દેખાડી બાપ મરણ-પથારીએ પડ્યો ત્રણે પુત્રોને બોલાવ્યા જિનમંદિરની રક્ષા કરવાનું કહ્યું અને પરમાત્માની સદૈવ ભક્તિ કરવાની પ્રેરણા કરી પહેલા બે પુત્રોએ તો પિતાજીની આજ્ઞાને વધાવી લીધી પરન્તુ સૌથી નાના નાસ્તિક પુત્રએ તેમ કરવાની ઘસીને ના પાડી દીધી, એટલું જ નહિ પરન્તુ ગુંડા જેવા પોતાના મિત્રોને તે લઈ આવ્યો અને પિતાએ નિર્માણ કરેલા ગગનચુંબી જિનમંદિરને ખતમ કરવા માટે શિખર ઉપર ચડીને પોતાના જ હાથે પહેલો ઘા કર્યો

આ દૃશ્ય જોઈને કમકમી ઊઠેલા પિતાએ પથારી-માંથી બેઠા થઈ જઈને ભારે ઉશ્કેરાટથી રાડ નાખતાં કહ્યું, "ઓ, કર્મચંડાલ ! પેલો અજયપાળ પણ તારા કરતા સારો કે જે કુમારપાળના મૃત્યુ બાદ તેના બનાવેલા મંદિરો તોડે છે, અને તું મારા છતા જ મારું જિન-મંદિર ખતમ કરવા તૈયાર થયો છે !"

નાટકનું આ દૃશ્ય જોતા રાજા અજય કંપી ઊઠ્યો સિંહાસનેથી એકદમ ઊભા થઈ જઈને એણે બૂમ પાડીને

કહ્યું, "ઓ રામલા બારોટ ! બસ કર...બહુ થયું...આ દૃશ્ય મારાથી જોવાતું નથી.

"આજથી હું પ્રતિજ્ઞા કરું છું કે એક પણ મંદિરનો કદાપિ નાશ કરીશ નહિ."

અને... તારંગાતીર્થના શિખર ઉપર ફરફરતી ધજા અભયવચન પામી ગઈ.

શ્રીસંઘે રામલાલ બારોટનું વિરોચિત સન્માન કર્યું.

**યક્ષદેવસૂરિજી :**

પરમાત્મા દેવાધિદેવ પાર્શ્વનાથની પરંપરામાં ઉપકેશ ગચ્છના આચાર્ય ભગવંત યક્ષદેવસૂરિજી [ ત્રીજા ] થઈ ગયા. આચાર્ય વજ્રસેનસૂરિજી મહારાજાના એ સમકાલીન હતા. એટલું જ નહિ પણ ચન્દ્ર, નાગેન્દ્ર વગેરે તેમના શિષ્યોને તેમણે ખૂબ સારી રીતે શાસ્ત્રાધ્યયન કરાવ્યું હતું. જિનમૂર્તિઓની રક્ષાઓનો તેમના જીવનમાં ખૂબ જ રોમાંચક પ્રસંગ બની ગયો હતો, જે જૈન-ઇતિહાસમાં નોંધાઈ ગયો છે. એ પ્રસંગને આપણે અહીં યાદ કરી લઈએ.

એક વખત પોતાના પાંચસો શિષ્યો સાથે તેઓએ સુગ્ધપુર (હાલનું મહુવા)માં સ્થિરતા કરી હતી. એ અરસામાં એકાએક વંટોળીઆની જેમ મ્લેચ્છોનું સૈન્ય ધસમસતું આવી રહ્યું છે; ગામોનાં ગામો તારાજ કરી રહ્યું છે; 'મંદિરો ધારાશાયી કરવાં અને મૂર્તિઓ ભાંગી

નાખવી' એ તો આ મ્લેચ્છસૈન્યનો મુદ્રાલેખ બન્યો છે એવા સમાચાર યક્ષદેવસૂરિજીને મળ્યા

મુગ્ધપુરમા અનેક જિનાલયો હતા અનેક પ્રતિમાજી હતા એની રક્ષા એ આ આચાર્યશ્રી માટે ચિતાનો વિષય બન્યો એ જ રાત્રિએ તેઓ ધ્યાનસ્થ થયા અને એમના ધ્યાનબળે દેવીને હાજર થવાની ફરજ પડી

આચાર્યશ્રીએ દેવીને કહ્યુ, "મ્લેચ્છો ક્યા સુધી આવી પહોંચ્યા છે ? તેની ભાળ મેળવીને મને તરત જ જણાવો "

'તથાસ્તુ' કહીને દેવી ચાલી ગયા પણ અફસોસ ! મ્લેચ્છોના દુષ્ટ દેવતત્ત્વે આ દેવીને બાધી લીધા એમની કામગીરીને નાકામીઆબ બનાવી

વધુ સમય સુધી રાહ જોયા બાદ આચાર્યશ્રીએ દેવીના આગમનની આશા મૂકી દીધી પોતે જ હવે ધર્મરક્ષાના કાર્યમા લાગી ગયા એમણે તરત ગામના ધર્મીજનોને ભેગા કર્યા, પરન્તુ ઘણાખરા તો પોતાના જ માલસામાનને વગેસગે કરવાની ચિંતામા પડયા હતા પણ જે કેટલાક ધર્મીજનો ધર્મરક્ષા માટે તૈયાર થયા તેમને આચાર્યશ્રીએ કામે લગાડયા 'આપત્કાલે મર્યાદા નાસ્તિ' એ ન્યાયે ગતોગત જ પ્રતિમાઓનુ ઉત્થાપન કરીને દરેક ધર્મીના માથે એકેકી પ્રતિમા મૂકવામા આવી પણ હજી તો ઘણા પ્રતિમાજી રહ્યા હતા એટલે દરેક સાધુના માથે પણ એકેકી પ્રતિમા મૂકવામા આવી સહુ

રાતોરાત આડમાર્ગે વિદાય થઈ ગયા અને સુરક્ષિત સ્થાને વહેલી સવારે પહોંચી ગયા.

થોડાક સાધુ સાથે આચાર્યશ્રી ઉપાશ્રયમાં જ રહ્યા. સવાર પડતાં જ મહુવા ઉપર મ્લેચ્છસૈન્ય ત્રાટક્યું. મંદિરોને ખાલી જોઈને મ્લેચ્છો ગુસ્સે ભરાયા. આચાર્યશ્રી પાસે જવાબ માગ્યો. પણ તેઓ મૌન રહ્યા. મ્લેચ્છોએ તેમના તમામ સાધુઓને ત્યાં ને ત્યાં કાપી નાંખ્યા.

આચાર્યશ્રીને સ્તંભ સાથે સુશ્કેટાટ બાંધીને ભૂખે મારી નાંખવા માટે એક મ્લેચ્છ સૈનિકને સોંપીને સૈન્ય આગળ વધ્યું.

દયાલુ તે સૈનિકે આચાર્યશ્રીને નસાડી મૂક્યા. નજદીકના ગામમાં તે પહોંચ્યા. ત્યાં ઘણા જૈનો રહેતા હતા. એકાકી આચાર્યશ્રીને જોતાં સહુ સ્તબ્ધ થઈ ગયા. સઘળી માહિતી મળતાં આખા ગામમાં સોપો પડી ગયો; શોક ફરી વળ્યો.

હવે શું કરવું ? આચાર્યશ્રી પાસે એક પણ શિષ્ય નથી. તરત જ જૈનસંઘ ભેગો થયો. કેવી રીતે પ્રતિમાજીઓનો આચાર્યદેવે બચાવ કર્યો અને કેવી સ્થિતિમાં તેમના કેટલાક શિષ્યો કપાઈ ગયા ? વગેરે માહિતી સભામાં આપવામાં આવી. એ સાથે જણાવવામાં આવ્યું કે, “અત્યારે સૌ પ્રથમ કર્તવ્ય આચાર્યશ્રીને શિષ્યોથી યુક્ત કરવા, તે છે.”

તરત જ કેટલાક તેજસ્વી કિશોરો અને યુવાનોની ટીપ થઈ ધર્મશાસનની રક્ષા કાજે સંપત્તિ આપનારા તો સહુ નીકળે પણ તેજસ્વી સંતતિ તો કોક વીરલા જ આપે ને ?

ચૌદ માતાઓએ પોતાના સુયોગ્ય લાડકવાયા આચાર્યશ્રીનાં ચરણોમા મૂકી દીધા

જૈનશાસનનો જય હો ! ગગનભેદી હર્ષનાદ થયો. આચાર્યશ્રીની આખોમા હર્ષના આસુ ધસી આવ્યા

આ તો પ્રસગત આપણે આલબન તત્ત્વની આવશ્યકતા ઉપર વિચારણા કરી હવે ઈશની શરણાગતિની મૂળ વિચારણા ઉપર આવીએ

આપણે જોયુ કે આ શરણાગતિ દ્વારા જે વિશુદ્ધ અને પ્રચડ પુણ્યનો ઉદય થાય છે તે જો ઉગ્ર પણ બની જાય તો તત્કાળ દુખોનો પણ નાશ કરે છે એટલુ જ નહિ પણ પાપકર્મ (મોહનીય-કર્મ)ના ઉદયથી જાગી પડેલી વાસનાની આતરિક બળવાખોરીને પણ શાન્ત કરી દે છે આધ્યાત્મિક જીવનમા વાસનાઓના બળવાઓ ખૂબ જ મોટા ખતરા ઊભા કરતા હોય છે તેના કારણે આખુ જીવન બિન-સલામત બની જાય છે, રે ! ગમે તે પળે આધ્યાત્મની ગાડી એના પાટા ઉપરથી ઊતરીને ખાડે જઈ પડીને ટુકડે-ટુકડા પણ થઈ જાય છે

દુખોને હજી પહોચી શકાય, પણ વાસનાઓને પહોચવાનુ કામ ક્યારેક તો ખૂબ જ કાઠુ પડી જતુ હોય છે એને ખતમ કરવાના સીધા ઉપાયો—ઘોર તપ,

સ્વાધ્યાય વગેરે—પણ ક્યારેક કામીઆબ નીવડતા નથી, ઊલટું, ક્યારેક તો તેવા વખતે વાસનાઓ વધુ વિકરાળ બની જતી પણ જણાય છે. આવા વાસનાઓના મોરચાને પણ એ જ શરણાગતિજન્ય પુણ્ય એકદમ શાન્ત કરી શકે છે.

અંધકારને હડસેલવા કરતાં પ્રકાશને જ લાવી મૂકવામાં મહેનત ઓછી અને ફળ ઝાઝું.

પૂર્વે કહ્યું તેમ; દુષ્ટને ખતમ કરવા માટે ભેદનીતિ પણ અપનાવવી પડે. ધર્મરાજનું રાજ્ય રાજકારણથી જરા પણ મુક્ત રહી શકતું નથી. એમ કરવા જાય તો રાજકારણનો—મેલામાં મેલા રાજકારણનો—મહાખેલાડી મોહરાજ ચોક્કસ ધર્મરાજને પરાજિત કરી દે.

જેવા સાથે તેવા થવું જ પડે. તેમાં ધર્મ પણ આડો આવતો નથી. એવી કેટલીક ભ્રમણાઓમાં રાચતા કહેવાતા ધર્માત્માઓ સાચા ધર્માત્માઓ નથી.

વાસનાઓ એ પાપકર્મો છે. એને પુણ્યકર્મ—સજાતીય તત્ત્વ—સાથે ફૂટ પડાવીને લડાવી જ મારવા જોઈએ. સીધા હુમલા કરતાં આ નીતિ જ વધુ કારગત બને તેમ પૂર્વે પણ જણાવ્યું છે.

શ્રીકૃષ્ણે પણ અર્જુન અને જયદ્રથના પ્રસંગમાં આવી કેટલીક રાજનીતિઓ અપનાવી હતી; તેમ કર્યા વિના તેમને છૂટકો ન હતો. આપણે બાહ્ય સંસારમાં કદાચ તેમ ન કરીએ પણ આંતર-સંગ્રામમાં તો તેવું

પણ બધુ કરીને વિજય મેળવવો જ રહ્યો અહી જ શ્રીકૃષ્ણનો તે પ્રસગ જોઈ લઈએ

## જબ્બર રાજનીતિજ્ઞ શ્રીકૃષ્ણ

મહાભારતના યુદ્ધમા એક દિવસ અર્જુનના મહાબલિષ્ઠ પુત્ર અભિમન્યુનો જયદ્રથે સહાર કરી નાખ્યો પોતાના પુત્રના મૃત્યુના સમાચારે અર્જુન અત્યત ઉદ્વિગ્ન તો થયા પરન્તુ તેથી વધુ પુત્રહત્યારા જયદ્રથના પ્રાણ લેવા માટે એ તલપાપડ થઈ ગયા અર્જુને તે જ સ્થળે પ્રતિજ્ઞા કરી કે જો જયદ્રથ આવતી કાલની સાજ જુએ તો મારે અગ્નિમા પ્રવેશ કરીને બળી મરવુ

અર્જુનની પ્રતિજ્ઞાના સમાચાર શ્રીકૃષ્ણને મળતા તે ભારે ચિતામા પડી ગયા

'જો અર્જુન આવતી કાલના યુદ્ધમા જયદ્રથને મારી ન શકે તો નિજવચન-દૃઢમતિ અર્જુન અવશ્યમેવ અગ્નિપ્રવેશ કરે ! આ વિચાર શ્રીકૃષ્ણને ખૂબ જ સતાવવા લાગ્યો

બીજા દિવસનો સૂર્ય ઊગ્યો અને યુદ્ધ શરૂ થયુ અર્જુન અને જયદ્રથ સામસામા આવી ગયા બન્ને વચ્ચે યુદ્ધનીતિના ઉત્કૃષ્ટ દાવપેચો ચાલવા લાગ્યા બન્ને પક્ષનો સૈનિકગણ લડવાને બદલે એ જગ જોવામા તલ્લીન બની ગયો

જોતજોતામા બપોરના ચારેક વાગ્યાનો સમય થઈ ગયો હજી જયદ્રથ જરા ય મચક આપતો નથી એ

શ્રીકૃષ્ણે જોયું. આમ ને સામ જો સંધ્યા ઢળી જાય તો અર્જૂનનો અગ્નિપ્રવેશ નિશ્ચિત હતો. અર્જૂન જેવા મહારથીને ગમે તે રીતે બચાવવો જોઈએ એવું શ્રીકૃષ્ણ માનતા હતા. એમને હવે કોઈ દાવ રમવા સિવાય બીજો કોઈ રસ્તો દેખાતો ન હતો.

થોડેક દૂર જઈને શ્રીકૃષ્ણે ધરતી ઉપર પોતાનું સુદર્શન ચક્ર ઘુમાવવાનું શરૂ કર્યું. ચોળેર ધૂળની ડમરી ઊડવા લાગી. ધૂળના ગોટેગોટા બનવા લાગ્યા.

થોડી જ વારમાં આખું આકાશ ધૂળથી ઢંકાઈ ગયું, સૂર્ય પણ સાવ ઢંકાઈ ગયો. ચોમેર અંધારું ઘોર થઈ ગયું.

સૂર્ય અસ્ત થઈ ગયાની કલ્પનાથી યુદ્ધવિરામ જાહેર કરવામાં આવ્યો. જયદ્રથ મૂછે તાલ દેતો છાવણીમાં ગયો. અર્જૂને અગ્નિપ્રવેશની તૈયારીઓ કરી. પોતાના પ્રિયતમ ગાંડીવ સાથે તે અગ્નિમાં પ્રવેશ કરવા સજ્જ બન્યો.

છાવણીમાં થોડો વિરામ લઈ જયદ્રથ વગેરે યોદ્ધાઓ અર્જૂનનો અગ્નિપ્રવેશ જોવા માટે ચિતા પાસે આવ્યા. થોડેક દૂર ઊભા રહીને અર્જૂનની મશ્કરીઓ કરવા લાગ્યા. અર્જૂન બધું સાંભળતો રહ્યો. પણ હવે તેની સામે કોઈ ઉપાય ન હતો; સિવાય અગ્નિપ્રવેશ.

જ્યાં અર્જૂન અગ્નિપ્રવેશ કરવાની તૈયારી કરે છે, ત્યાં જ થોડાક સમય પૂર્વે સુદર્શન ચક્રની ગતિ સ્થગિત કરી હોવાથી આકાશમાં પથરાયેલી ધૂળ વિખરાવા લાગી. એકાએક સૂર્યનાં દર્શન થયાં.

અને શ્રીકૃષ્ણે મોટેથી રાડ પાડી "અર્જુન ! ઓ, અર્જુન ! હજી તો આકાશમા સૂર્ય છે માટે યુદ્ધવિરામ થઈ શકે જ નહિ ઉઠાવ, ઝટ ઉઠાવ તારુ ગાંડીવ, પણછ ઉપર ચડાવ બાણ ! જો પેલો ઊભો જયદ્રથ !"

આ શબ્દ સાભળતા જ જયદ્રથ શ્રીકૃષ્ણનો ભેદ પામી ગયો જીવ લઈને દોડવા લાગ્યો પણ અફસોસ ! હવે તે મોડો પડી ગયો, શ્રીકૃષ્ણના યુદ્ધ–વ્યૂહના માણસામા તે આબાદ આવી ગયો હતો અર્જુને પણછ ઉપર બાણ ચડાવીને જયદ્રથનુ નિશાન તાકયુ સનનન કરતુ બાણ ધસ્યુ અને જયદ્રથનુ ધડ ઉપરથી માથુ ઊડી ગયુ. પાંડવપક્ષના અન્યે અર્જુનનો વિજયનાદ લલકાર્યો

"પુણ્યને પાપ સાથે લડાવી મારો" આ છે, આધુનિક કાળની 'લડાવી મારવાની' બ્રિટિશ પોલિસી

બેશક, પાપ એ પણ મળ છે અને પુણ્ય એ પણ મળ છે મળ તો બન્ને ય છે, પરંતુ પુણ્ય એ કાચો મળ છે, પાપ એ પાકી ગયેલો મળ છે પાકી ગયેલા મળને દૂર કરવો જ રહ્યો પણ કાચો મળ એ માટે આવશ્યક છે પાકા મળને દૂર કરવાનુ એ કાચો મળ જ બળ જણાય છે જો કાચો મળ પણ નીકળી જાય તો માનવ પોતાનુ અસ્તિત્વ જ ગુમાવી બેસે

પાપને કાઢવા માટે તો પુણ્યની હાજરીની જરૂર ખરી જ એ તો બળવાન જ જોઈએ બેશક, પાપ ગયા

બાદ પુણ્ય તો આમમેળે ચાલી જશે; પેટના મળને કાઢી નાંખતું દિવેલ, આપોઆપ નીકળી જાય છે તેમ.

અથવા તો લાકડાને બાળી નાંખીને અગ્નિ આપોઆપ શાન્ત થઈ જાય છે તેમ.

એટલે પુણ્યને કાઢવાની ચિંતા કરવાની કોઈ જરૂર રહેતી નથી.

જેમ પુણ્યથી દુઃખ જાય; પાપવાસનાઓ જાય તેમ ધર્મસંસ્કૃતિ અને શાસન ઉપરનાં આક્રમણો પણ ગેબી રીતે હટી જાય.

જે કાંઈ આફત છે તે બધી જ પુણ્યહીન સંઘ કે સંસ્થા ઉપર જ હોય ને ?

નબળી ગાય ઉપર જ બગાઈઓ ઘણી બેસે ને ?

શાસનરક્ષા વગેરે પર સંબંધિત પ્રવૃત્તિઓમાં પુણ્ય–તત્ત્વ વિના તો ચાલી શકે જ નહિ, તે પુણ્ય પણ પ્રચંડ વિશુદ્ધ અને ઉગ્ર હોવું જોઈએ.

તેના પુણ્યના ઉદય વિનાની વ્યક્તિ કે સંઘ શાસનાદિની રક્ષા કરવા જાય તો પરાજયાદિનાં ભારે જોખમો જ ઊભાં થાય.

ઈશની શરણાગતિ–નિષ્કામ, અનન્ય અને ઉત્કૃષ્ટ શરણાગતિ જ આવા પુણ્યનું ઉત્પાદન કરી શકે.



# શરણાગતિની અનેક રીતો

## [૮]

શરણાગતિની અનેક રીતો છે સ્તુતિઓ, સ્તોત્રો, સ્તવનો અને પદો દ્વારા પરમાત્મામાં એકાકાર થવારૂપે, નામજપ રૂપ, લોગસ્સ (ચતુર્વિંશતિસ્તવ)ના કાયોત્સર્ગ રૂપે પણ તે શરણાગતિ પામી શકાય.

પણ તેથીય સુદૃઢ શરણાગતિ તો પરમાત્માના અપાયાપગમાતિશય, પૂજાતિશય, જ્ઞાનાતિશય અને વચનાતિશય—સ્વરૂપ ચાર મૂળ અતિશયોની અવસ્થામાં વિરાજમાન તીર્થંકરદેવનું—આર્હન્ત્યનું—ધ્યાન ધરવા રૂપ છે

તે પછી વિશ્વમાત્ર ઉપર કરુણા વરસાવનારા કારણે જ જેમને તીર્થંકરપદની પ્રાપ્તિ થઈ છે, અને તેથી જ જે ચ્યવન, જન્મ, દીક્ષા અને કૈવલ્યના પાંચ કલ્યાણકો ઉજવાયા છે તે પાંચેય કલ્યાણકોની ધન્યાતિધન્ય સ્થિતિઓનું ધ્યાન ધરવારૂપ શરણાગતિ આવે તેમાંય ખાસ કરીને ઇન્દ્રનો નમુત્થુણં સ્તોત્રનો પાઠ, જન્માભિષેક ક્રિયા, ઇન્દ્રની ભક્તિ, લોકાન્તિક દેવોનું આગમન, વર્ષીદાનો-દ્ઘોષણા, દીક્ષાપ્રસંગ, 'કરેમિ સવ્વં સાવજ્જં' સૂત્રોચ્ચાર,

અનેકો ઉપર કરુણા વરસાવતા, ચિત્તની પ્રસન્નતાથી ઓળઘોળ બનેલા સાધક ભગવાનનું દર્શન, કૈવલ્યની પ્રાપ્તિ, સમવસરણ, દેશના, દેવોની વિવિધ સેવા, અષ્ટ પ્રાતિહાર્યો, નવ સુવર્ણકમલો ઉપર પ્રભુના પડતા ચરણો, ચોત્રીશેય અતિશયો, ગણધર પદવીદાન, શાસન-સ્થાપના, ચતુર્વિધ સંઘ, યોગનિરોધ અને સિદ્ધશિલારૂપ ભગવાન...વગેરે વિપુલ પુણ્યજનની અવસ્થાઓને ધ્યાનમાં ખાસ લાવવી. આ ધ્યાનરૂપ શરણાગતિ પ્રચંડ, વિશુદ્ધ અને ઉગ્ર પુણ્યની જનની અચૂક બને છે.

**ભક્તિના બે મોટા લાભો :**

મોક્ષલક્ષી સાધનાના પથ ઉપર સાધકને જેટલી અનુભવીઓની આર્ષવાણી વધુ મળે તેટલી તેની સાધના—યાત્રામાં સફળતા વહેલી મળે. આ પંથ જ એવો છે કે જેમાં ભોમીઆની તો અનિવાર્ય જરૂર.

વર્તમાનકાલીન જગતની સ્થિતિ ગમે તેવી વિષમ હશે પણ સાધકોની દુનિયાની તો આજે ય સ્થિતિ ઘણી બહેતર છે એમ કહી શકાય; કેમકે એમને વિકાસની ઘણી બધી સામગ્રીઓ ગ્રંથો વગેરેના રૂપમાં આજે પણ ઉપલબ્ધ છે.

શું પહેલું ? અને શું છેલ્લું ? અંતિમ લક્ષ શું ? અને લક્ષને આંબવા માટે આરંભ ક્યાંથી ? આ બે પ્રશ્નો તો ખૂબ જ મહત્ત્વના હોય છે. આપણે જવાનું છે ક્યાં ? અને ત્યાં જવા માટે આપણે શરૂઆત ક્યાંથી કરવાની ?

એ બે પ્રશ્નોના સાચા ઉકેલ જેને મળી જાય એ સાધકને જો ગુરુકૃપા પ્રાપ્ત થઈ હોય તો નાની-મોટી અનેક સિદ્ધિઓ પ્રાપ્ત કરતા ઝાઝી મુશ્કેલી પડતી નથી

મહોપાધ્યાય ન્યાયવિશારદ સાધક-શિરોમણિ શ્રી યશોવિજયજી મહારાજએ વિરાગ, ભક્તિ અને સમાધિની સમજણ અને તેના સ્થાનો ખૂબ જ સરસ રીતે [વૈરાગ્ય કલ્પલતામા] જણાવ્યા છે જગતથી વૈરાગ્ય પામી ગએલા આત્માના જીવનમા ક્યારેક એવી આધ્યાત્મિક મંદીના ડકાકા બોલાઈ જતા હોય છે કે મોટા સન્તોના જીવનમા પણ ઘણુ મોટું દેવાળુ નીકળી જતુ હોય છે

બેશક, એના વિરાગમા જ ખામી હશે એમ કહી શકાય પણ ક્યારેક તો પરિપક્વ વિરાગવાળા આત્માના સન્યાસ પણ હાલમડોલમ થવા લાગે છે, અસ્તિત્વના જીવલેણ જંગ ખેલવા લાગે છે આવા સમયે એને જો ઉગારી જવાના કે જીવનને પાછુ સમતોલ બનાવી દેવાના માર્ગ કોઈ ન દેખાડે તો એ આત્મા નિશ્ચિતપણે લથડી પડે.

મહોપાધ્યાયજીએ વિરક્તિને ટકાવી દેવા ભક્તિ —પરમા ભક્તિ—તરફ આંગળી ચીંધી છે

અનાદિકાળથી જીવ ગતિને તો શોધતો જ રહ્યો છે અને એ ગતિ એટલે મરની જ ગતિ એણે પકડી છે જડ પદાર્થો પ્રત્યેની એ ગતિએ જ એના સુખ અને શાન્તિનુ સત્યાનાશ કરી નાંખ્યુ છે

નસીબવંતા આત્માઓને આ સત્ય જ્યારે સમજાય છે ત્યારે તેઓ તે જડ રતિનો ત્યાગ કરીને સંસારથી વિરક્ત બને છે.

પણ તેમના જ જીવનમાં જ્યારે એ વિરાગ નબળો પડવા લાગે છે ત્યારે તેમને ફરી રતિની ઓથ લેવી જ પડે છે. મહોપાધ્યાયજી કહે છે કે એ રતિ પેલી જડ રતિ તો ન જ હોવી જોઈએ. જેની ઉલટી કરી નાખી છે એને તો મરણાન્તે પણ ન જ ચટાય પરંતુ બીજી એક રતિ છે; જેનું નામ છે. ઈશરતિ... તેની ઓથ તો લેવી જ રહી. આ ઈશરતિનું જ બીજું નામ છે ઈશભક્તિ.

આ ઈશભક્તિથી જે આનંદ અથવા તો જે મસ્તીની ચિત્તમાં જમાવટ થાય છે તે જ પેલા નબળા પડેલા વિરાગને ફરી પાછો સરખો બનાવી દે છે.

આંતરશત્રુઓના સંગ્રામમાં પરાજય થતો લાગે, વિરાગ ધરતી પગ નીચેથી સરકતી લાગે ત્યારે ઈશ-ભક્તિનું આલંબન તરત જ લઈ લેવું જોઈએ, વિરાગને ફરી મજબૂત બનાવી દેવા માટે ઈશભક્તિ સિવાય તપ, સ્વાધ્યાય, ત્યાગ વગેરે જે કોઈ ઉપાયો અજમાવાશે તે બધા સફળતા વરવા માટેની પાકી ખાત્રી આપવા માટે સમર્થ તો નહિ જ હોય. હા, ભક્તિમાં તો પાકી ખાતરી છે.

ઈશનો સાચો ભક્ત સંસારથી મહદ્ અંશે વિરક્ત હોય જ, બને જ, રહે જ

જ્યારે જ્યારે વિરક્તિનુ બળ તૂટતુ લાગે ત્યારે ભક્તિના જોર લગાવી દઈને તેને તૂટતુ અટકાવી દેવુ જોઈએ

સાધનાના ક્ષેત્રમા એ પછી પણ એક સમસ્યા ઊભી થાય છે સવાલ એ છે કે વિરક્તિ તો ભક્તિથી ટકી જાય પણ ભક્તિ પોતે શેનાથી સ્થિર બને ? જો ભક્તિ જ નબળી પડી જાય તો ?

આ સમસ્યાનો ખૂબ સુદર ઉકેલ તે સાધક મહાત્માએ આપણને બતાવ્યો છે તેમણે કહ્યુ છે કે ભક્તિનુ પુણ્યવતુ અસ્તિત્વ, જાજરમાન વ્યક્તિત્વ અને સર્વવ્યાપક પ્રભુત્વ ચિત્તસમાધિ હાસલ કરવાથી થાય છે

જેના ચિત્તમા અપાર સમાધિ છે, જે કાળઝાળ દુખે ય અદીન છે, જે ચક્રીના સુખે ય અલીન છે એવો આત્મા સમાધિસ્થ કહેવાય જેને દુખસુખના દ્વદોમા ચિત્તનુ આપમેળે સમાધાન કરી લેતા આવડી જાય એ પ્રાથમિક કક્ષાનો સમાધિસ્થ યોગી કહેવાય, પછી તે ગૃહસ્થ કા ન હોય ! આ સમાધિ પ્રગતિ કરતી કરતી ચિત્તની વીતરાગપ્રાય દશાને અનુભવવા લાગે છે

આવી સમાધિ જેને લાગી ગઈ તે આત્માની ઈશભક્તિ કદી નબળી નથી અને એવા એ ઈશના ભક્તની વિરક્તિ કદી નબળી પડતી પણ નથી

સાધકશિરોમણિની ત્રણ તત્ત્વોની આ યોજના સાચે જ પ્રાથમિક કક્ષાના ધર્મસાધકોને માટે તો મૂંઝવણોના સમયમાં ‘માસ્ટર–કી’ની ગરજ સારે તેવી છે.

કેટલાક આત્માઓ સંન્યાસ લેતાં તો લઈ લે છે પણ સંન્યાસના સ્વીકારના પ્રથમ દિવસે જે ઝળહળતો વિરાગ તેમના રૂવાંડે રૂવાંડે દૃશ્યમાન થાય છે તે ધીમે ધીમે ક્યારેક કોઈકને ઓસરવા પણ લાગે છે; ક્યારેક તો વળતા જ દિવસથી વિરાગનાં વળતાં પાણી થઈ જતાં દેખાય છે. આવા આત્માઓમાં જે ભવભીરુ હોય છે; ખૂબ કુલીન હોય છે તેમને પોતાની સ્થિતિનું પારાવાર દુઃખ પણ થતું હોય છે પણ કમનસીબે તેમને કોઈ રાહબર મળતો નથી. એવા સમયે તેમના નિષ્ક્રિય, બેચેન, બેકાર બની ગએલા જીવન ઉપર ફીટકાર નહિ સરસાવવો જોઈએ. ડામ લાગે તેવા કડક શબ્દોથી તેના જીવનની આલોચના નહિ કરવી જોઈએ. બલ્કે વધુ જોરદાર વાત્સલ્ય આપીને તેને ઈશભક્તિનો અત્યુત્તમ રાહ દેખાડવો જોઈએ. જો એક વાર વાત્સલ્યના પ્રાગટ્ય દ્વારા એ આત્માનું જીવન ઓથ, સંગાથ કે સ્નેહથી ભર્યુંભર્યું બનાવી દેવાય અને તેની સાથે જ ઈશભક્તિના વિવિધ રસમય ઉપાયોમાં એને જોડી દેવાય તો વિરક્તિમાં સ્થિર થઈ જાય. અને જો એની ઈશભક્તિ વાસ્તવિક હશે તો તો તેના જ દ્વારા સમાધિ લાગી જતાં પણ વાર નહિ લાગે.

ભક્તિના મૂલ્ય ઘણા ઊંચા છે વિરક્તિ અને સમાધિની વચમા રહેલી ભક્તિ, પોતાના દ્વારા વિરક્તિને ટકાવી દે છે અને સમાધિને જન્માવી દે છે માટે તો 'ભક્તિ'ને પાણીની ઉપમા કોકે આપી છે ને? સ્વાધ્યાય, તપ, ત્યાગ તો સાબુ, અરીઠા કે ખાર જેવા પાણીનો સહકાર મેળવ્યા વિના મેલ તો ન કાઢે પણ ઉપરથી ચામડી છોલી નાખે જ્યારે પાણી તો એકલુ ય મેલ ધોઈ નાખે

  

પણ મારુ જ જીવન કેટલુ બધુ કાજળમાં દેખાય છે!
આમા હુ મારી શુદ્ધિ કરુ કે જગતની!

અશુદ્ધ શુ બીજાને શુદ્ધ કરી શકશે?

અરક્ષિત બીજાની શુ રક્ષા કરશે?

રમોડાના મગના કરતા ય કાળુ મારુ જીવન!

મારા ભૂતકાળના કાજળભર્યા ડાઘ તરફ જોતા મારા મોંમાંથી ચીસ નીકળી જાય છે! હાય! જીવનની બરબાદી!

ના શાસનરક્ષા કે સર્વરક્ષા કરતા પહેલા મારે સ્વરક્ષા જ કરી લેવી પડશે એ વિના હવે પળ મારે ય જંપીને હુ બેસી નહિ શકુ

## શૌર્ય : શુદ્ધિ : શક્તિ

[ ૯ ]

કુશલાનુબંધી [ પુણ્યાનુબંધી ] પુણ્ય દ્વારા તે આત્માઓમાં વિશિષ્ટ કોટિનું શૌર્ય અને વિશિષ્ટ કોટિની શુદ્ધિનો પ્રાદુર્ભાવ થઈ જાય છે. આ શૌર્ય અને શુદ્ધિમાંથી જ સહજ શક્તિનો વિસ્ફોટ થાય છે. એ શક્તિ જ સહજ રીતે આસપાસ ચોપાસ એવું વ્યાપક વર્તુળ બનાવતી જતી જાય છે કે સર્વત્ર નિર્મલીકરણ થતું જાય છે; પુણ્ય-વૃદ્ધિ થતી જાય છે; એ વાયુમંડળના વ્યાપમાં આવતા આત્માઓના પ્રદેશે પ્રદેશે ઓજ અને તેજ પ્રસરતાં જાય છે.

એવી એકાદ વ્યક્તિનું અસ્તિત્વ જ શુદ્ધિ અને પુણ્યવૃદ્ધિનું કાર્ય કરતું રહે છે. આવા આત્માઓ જ સાચા સંતો કહેવાય છે.

એમના પ્રભાવે ધરતી ઉપર સુખ અને શાન્તિ ફેલાય છે; સહુના ચિત્તમાં નિર્મળતા અને પ્રસન્નતા ઉદ્ભવવા લાગે છે. દુષ્ટોની દુષ્ટતા નબળી પડે છે; સજ્જનોનું સત્ વૃદ્ધિ પામતું જાય છે.

જ્યારે જ્યારે આવા સંતો આ ધરતી ઉપર થયા છે ત્યારે કુદરતમાં, રાષ્ટ્રમાં, સંઘમાં કે સંઘની કામગીરી-ઓમાં એમના પુણ્યપ્રભાવથી અંધાધૂંધી, અરાજકતા, અવ્યવસ્થા કે કોઈ હલબલ ઊઠી નથી. પ્રજામાં પણ

આગાઢ અપવાદો સિવાય વાસના કે દુ ખોનો ઉદ્રેક થયો નથી આવુ બધુ ત્યારે જ બન્યુ છે, જ્યારે આવા પુણ્યશક્તિના કેન્દ્રો નબળા પડ્યા છે

હેઝન નામના વૈજ્ઞાનિકે જેમ કહ્યુ છે કે, "પૃથ્વીમા રહેલો મેગ્નેટિક ફોર્મ જ્યારે નબળો પડે છે ત્યારે જ સૂર્ય પોતે પોતાની માઝા મૂકીને ધરતી ઉપર આગ વરસાવે છે" આ જ વાત અહી પણ લગાવી શકાય કે જ્યારે 'મેગ્નેટિક ફોર્મ' જેવી મહાત્માઓનુ મત્ નબળુ પડે છે ત્યારે જ પ્રજામા, કુદરતમા, સઘમા અનેક પ્રકારની આગ પેદા થઈ જાય છે

આવા મતો અને એવા સતોના ચરણે જ મંદિવ રહેતા સજ્જનો [સુશ્રાવકો અને સુશ્રાવિકાઓ]થી જ આ ધરતી ટકી રહી છે ખરખર તેમને આપણે ધરતીના આધારભૂત શેષનાગની ઉપમા આપીએ તો તે જરાય અનુચિત નથી

એમના પુણ્યપ્રભાવે જ મહુના પુણ્ય જાગે છે એક વધની જોરદાર જગરેખાના કારણે દર્દીને પણ શાતા-વેદનીયનો ઉદય થઈ જાય છે તેમ

ગગા નદીના સહેલાણીઓની હોડી જ્યારે વમળમા ફસાઈ ગઈ ત્યારે, "કોના પાપે આમ બન્યુ ?" તે જાણવા માટે બીજી હોડીમા એક પછી એક સહેલાણીનુ સ્થળાન્તર કરવામા આવ્યુ તેમા જ્યારે અમુક સહેલાણીને મોકલવામા આવ્યો કે તરત જ વમળમા ફસાએલી હોડી ઉગરી ગઈ બાકીના તમામ સહેલાણીઓ ડૂબી ગયા !

કેમકે એકના પુણ્યે જ સહુનું પુણ્ય જાગતું હતું અને જીવન ટકાવી રાખતું હતું. એ જતાં જ સહુ ડૂબી ગયા !

એક પુણ્યશાલીનો જન્મ થતાં જ બારવર્ષી દુકાળ પણ સ્થગિત થઈ ગયો હતો.

સૂક્ષ્મના બળનું મૂળ ઉદ્‌ગમસ્થાન ઈશની શરણાગતિ.

એ શરણાગતિનો 'બાઈ-પ્રોડક્ટ' [ આડકતરો ઉત્પાદ ] પુણ્ય-તત્ત્વ. એ પુણ્યતત્ત્વથી જંગના ત્રણે ય મોરચામાં સાંપડે; જ્વલંત વિજય.

સૂક્ષ્મબળના સ્વામી; પુણ્યના ઉત્પાદક-કેન્દ્ર સ્વરક્ષાની સાધનામાં મેદાન મારી જાય તેમાં શી નવાઈ ?

આ સ્વરક્ષકો સર્વરક્ષા કરે તેમાં ય શી નવાઈ ?

હા...સ્વરક્ષકો જ સર્વરક્ષા કરી શકે. શાસનરક્ષા, ધર્મરક્ષા, સંસ્કૃતિરક્ષા, પ્રજારક્ષા...બધું ય... તે જ કરી શકે.

બીજાનું તો અહીં કામ જ નહિ. જેની પાસે જરૂરી પુણ્યબળ-તે ય વિશુદ્ધ પુણ્યબળ-ન હોય તેણે શાસન-રક્ષાદિના જંગમાં ઝંપલાવવું નહિ. બહેતર છે કે તે આત્માઓ જિનાજ્ઞાપ્રતિબદ્ધ સ્વરક્ષાનું જ જીવન જીવે.

અનુચિત અને અનધિકૃત રીતે શાસનરક્ષાદિ કરવાના ઉત્સાહમાં આવી જઈને આપણે ઘણું નુકસાન વેઠ્યું છે. હવે વધુ નુકસાન પાલવે તેવું જ નથી. એગિંદિયા બેઇંદિયા કરતો સુંદર શ્રાવક; પુંજણી ફેરવતી શ્રાવિકા પણ સ્વરક્ષક બનવા દ્વારા આપણા શાસન-સંરક્ષકો બને છે.

●

## સાચા શાસનસંરક્ષકો

## [ ૧૦ ]

ભૂતકાળમા જે મહાપુરુષોએ શાસનરક્ષા કરી છે તેમણે સ્વરક્ષાને સ્થિર બનાવીને જ આ કાર્ય કર્યું હતુ

પરમેષ્ઠિ-ભક્તિ, શાસ્ત્રચુસ્તતા, શાસ્ત્રાજ્ઞાપાલન અને દેવ-ગુરુ પાગત ત્યના મૂળભૂત ચાર પાયાઓ ઉપર જ એમનુ જીવન હતુ એમાના એકાદ પણ પાયાને જેમણે નબળો પડવા દીધો નથી તે મહાપુરુષો જ સ્વરક્ષાને હાસલ કરી શકયા છે

શાસ્ત્રો અને ઇતિહાસના પાને એવા મહાન શાસન-પ્રભાવકોની અમરગાથાઓ કડારાઈ છે

કેટલાક પ્રસગો જ અહી આપણે જોઇશુ

### પ્રભાવક આચાર્ય વાદિદેવસૂરિજી

આબુના પહાડની તળેટીમા મડાર નામનુ ગામ આવેલુ છે આજથી લગભગ બારસો વર્ષ પૂર્વે બની ગએલી આ ઘટના છે મડારમા વીરનાગ નામે પોરવાળ રહેતો, એને જિનદેવી નામે પત્ની હતી અને નાનકડો એક દીકરો, નામે પૂર્ણચન્દ્ર હતો ત્રણ માણસોનુ આ કુટુબ ધર્મશ્રદ્ધાથી સપન્ન હતુ મુનિચન્દ્રસૂરિજી નામના જૈનાચાર્યને વીરનાગે પોતાના ગુરુ તરીકે સ્વીકાર્યા હતા

એક વખત એ પ્રદેશને કારમા દુષ્કાળે પોતાના ભરડામાં લીધો. અનેક સામાન્ય સુખી લોકો આજીવિકાનું સાધન મેળવવા માટે ત્યાંથી હિજરત કરવા લાગ્યા. વીરનાગને પણ ઘરવખરી વેચી નાંખીને ઉચાળા ભરી જવાની સ્થિતિ આવી લાગી.

ભાગ્ય જ્યાં દોરી જાય ત્યાં જવાનું હતું. ગુજરાતનાં નાનાં મોટાં ગામો પાર કરતાં કરતાં વીરનાગ ભરૂચ આવ્યો અને ત્યાં જ ઠરી-ઠામ થવાની તેને ઇચ્છા જાગી. નગરની દયાળુ પ્રજાએ તેને મામૂલી ટેકો કર્યો અને વીરનાગે મસાલાની ફેરી શરૂ કરી. વીરનાગને વારંવાર આવતી માંદગીના કારણે ધંધો બરાબર ન ચાલ્યો એટલે નાનકડા દીકરા પૂર્ણચન્દ્રને પણ મસાલાની ફેરીમાં જોડવો પડ્યો. બાપ-દીકરો-બન્ને ય જુદા જુદા ગામે જવા લાગ્યા અને પેટિયું પૂરવા લાગ્યા.

એક દિવસની વાત છે. આજે પૂર્ણચન્દ્ર ભરૂચમાં જ મસાલાનાં પડીકાં વેચવા નીકળ્યો હતો. પડીકાની ખાસ ખપત ન થઈ. સાચે જ એનું ભાગ્ય બે ડગલાં આગળ જ દોડતું હતું. બાપુજીની વિશેષ માંદગીના કારણે તેને વધુ નફો કરવો હતો પણ તે ય શું કરે ?

છેવટે પૂર્ણચન્દ્ર એક સુખી જૈન શ્રીમંતને ઘેર ગયો. "કાકા ! આજે મારો માલ તમે જરૂર લો... અને મને કાંઈક કમાવી આપો. ઘેર બાપુજી બિમાર છે એટલે મારે ધનની ખૂબ જરૂર છે." પૂર્ણચન્દ્રે આજીજીભર્યા અવાજે શેઠને કહ્યું.

હવે બાળ પૂર્ણચન્દ્ર રામચન્દ્રમુનિ બન્યા. થોડા સમયમાં સર્વશાસ્ત્રોના પારગામી બન્યા. સઘળા ય વાદીઓના વિજેતા બન્યા. એમની પ્રચંડ વાદશક્તિને કારણે દિગંબર આચાર્ય કુમુદચન્દે ઈર્ષ્યાથી પ્રેરાઈને એમને વાદનું આહ્વાન આપ્યું. રાજા સિદ્ધરાજની અધ્યક્ષતામાં બેયનો વાદ ચાલ્યો. અંતે વાદિદેવસૂરિજી [ જેમનું પૂર્વે રામચન્દ્રમુનિ નામ હતું ]એ દિગંબરાચાર્યને પરાજય આપ્યો. ગુજરાતનું ગૌરવ ગગનને આંબવા લાગ્યુ. ખૂબ ભવ્ય વિજયયાત્રા નીકળી. વાદિદેવસૂરિજીના વિજયને કારણે રાજા સિદ્ધરાજનો પણ આનંદ ઉરમાં સમાતો ન હતો. તે પણ વિજયયાત્રામાં જોડાયા અને વાદિદેવસૂરિજી મહારાજાને પોતાનો ટેકો આપીને ચાલવા દ્વારા એમનું જાહેરમાં ભારે બહુમાન પ્રગટ કર્યું.

ગુરુભક્તોએ ત્રણ લાખ સોનામહોરો એ દિવસે ગરીબોને દાનમાં આપી.

સમગ્ર પાટણમાં જયજયકાર મચી ગયો. દિગંબરાચાર્ય કુમુદચન્દ્રનું કોઈ પણ જાતનું અપમાન ન થઈ જાય તેની પણ પૂરતી કાળજી આ જૈનાચાર્યે રાખી.

વાદના આરંભપૂર્વે જ સામા પક્ષમાં ધન વગેરેની લાંચ અપાઈ હતી; સગાવાદ અને લાગવગો કામે લગાડાયાં હતાં. 'આવું કાંઈક અમે પણ કરીએ' એવી આજ્ઞા મેળવવા માટે જ્યારે આ સૂરિદેવ પાસે તેમના ધનાઢ્ય ભક્તો ગયા હતા ત્યારે ખૂબ જ અસંદિગ્ધ શબ્દોમાં

તેમને જણાવ્યું હતું કે, "ધન કે લાગવગના અન્યાયી રસ્તાઓથી મળતા વિજય કરતા તો મને પરાજય વધુ વહાલો છે પુણ્યવાનો! તમે જરાય ચિંતા ન કરો દેવ-ગુરુકૃપા જ મને વિજય અપાવશે તમે પણ જોજો કે દેવ-ગુરુની કૃપાનું કામણ કેવું અજબ-ગજબનું હોય છે!"

આવા હતા સુવિશુદ્ધ સૂક્ષ્મબળના સ્વામી આચાર્ય ભગવંત, વાદિદેવસૂરિજી!

## જૈનાચાર્ય અભયદેવસૂરિજી

એ હતા, આચાર્ય ભગવંતશ્રી જિનેશ્વરસૂરિજીના સુવિનીત શિષ્ય

ધારાનગરીના કોઈ ધનાઢ્ય જૈનના એ પુત્ર હતા. રૂપ, લાવણ્ય અને મેધા-ત્રણેયનો એનામાં સંગમ થયો હતો તે પણ વિશિષ્ટ સ્વરૂપે

ગુરુદેવની વૈરાગ્ય નીતરતી દેશના સાંભળીને એ નવયુવાને દીક્ષા લીધી ગુરુભક્તિને પોતાના જીવનનો ગુરુમંત્ર બનાવીને તપ, જપ અને સ્વાધ્યાયની સાધનામાં પલાંઠી માંડીને બેસી ગયા પરિણામે, ખૂબ જ ટૂંકા સમયમાં અનેક વિદ્વાનોની હરોળમાં એ આવી ગયા એમની વ્યાખ્યાન-શક્તિના તો દિગંતોમાં પણ વખાણ થવા લાગ્યાં

અનેક મુનિઓને તે ના લાગ્યા

એક રાત્રિની વાત છે. પ્રતિક્રમણની ક્રિયા બાદ મુનિઓને તેઓ અજિત–શાન્તિસ્તવનો અર્થ સંભળાવતા હતા, તેમાં યોગાનુયોગ શૃંગારરસનું વર્ણન કરવાનો પ્રસંગ આવ્યો. બાજુમાં જ અન્તઃપુર હતું. રાજરાણીઓ અને રાજકુમારી તેમાં હતાં. આ વાતનો વિશેષ ખ્યાલ ન રહ્યો અને મુનિવર અભયદેવે તો શૃંગારરસનું અદ્ભુત વર્ણન શરૂ કર્યું; તેની સાથે અદ્ભુત સુરોથી તે સ્તવ ગાયું. અન્તઃપુરમાં રહેલી રાજકુમારી એકદમ આકર્ષિત થઈને ઉપાશ્રયમાં જ આવીને બેસી ગઈ.

શૃંગારરસના અચ્છા જાણકાર એ મુનિવરને જ પોતાના ભાવી વર તરીકે તેણે મનથી માની લીધા. તેણીના આગમન આદિની ખબર પડતાં અભયદેવ મુનિ સફાળા સાવધ થઈ ગયા અને પછી તો કાયાના બિભત્સ-રસનું એવું વર્ણન કર્યું કે રાજકુમારી ત્યાંથી ઊઠીને ચાલી ગઈ! બલા ટળી ગયાનો સહુ મુનિઓને સંતોષ થયો. એક વાર વ્યાખ્યાનમાં વીરરસનું અભયદેવ મુનિએ એવું જોરદાર વર્ણન કર્યું કે ક્ષત્રિય શ્રોતાજનો તલવાર એંચી કાઢીને ત્યાં જ ઊભા થઈ ગયા !

આ બે ય પ્રસંગો બન્યાથી ગુરુદેવ ચિંતાતુર રહેતા હતા. તેમને આ મુનિના સંયમી જીવન ઉપર જોખમ તોળાતું દેખાતું હતું.

એક દી એમણે ઉરની આ વ્યથા શિષ્યને જણાવીને મેધા ઘટાડી નાંખવા માટે જુવાર અને દહીં સિવાય કશું જ ન લેવાની પ્રેરણા કરી.

અને બીજી જ પળે સુવિનીત શિષ્યે એ પ્રેરણાને આજીવન પ્રતિજ્ઞામા પલટી નાખી ગુરુદેવને ખૂબ સતોષ થયો તેમને આચાર્યપદ ઉપર આરૂઢ કરવામા આવ્યા

થોડા સમય બાદ ગુરુદેવ દેવલોક થયા આ બાજુ જુવાર અને દહીના સેવનથી આચાર્યદેવ શ્રી અભયદેવસૂરિજીને આખા શરીરે કોઢ વ્યાપ્યો, એટલુ જ નહિ પણ શારીરિક સ્થિતિ વિષમ અને બેચેનીભરી બનતી ચાલી

એક દિવસ તેઓએ વિચાર્યું કે, જ્યારે કાયા કામ આપતી જ નથી તો તેને ટકાવી રાખીને શુ કરવુ ? વૈદ્યો તો ઔષધ અને અન્ય વસ્તુઓનુ સેવન કરવાનુ કહે છે, જેથી આ રોગ શાન્ત થાય પણ મારી પ્રતિજ્ઞાનુ શુ ? ગુર્વાજ્ઞાનુ શુ ? આ બધા કરતા તો અનશન કરીને દેહત્યાગ કરવો એ જ ઉચિત છે

અતે ખભાતના અખાતને મળતી શેઢી નદીના કિનારે અનશન કરવા માટે જવા નીકળ્યા ત્યા પહોંચીને ત્યા અનશનની પ્રતિજ્ઞા કરે છે ત્યા જ દેવી પદ્માવતીજી પ્રગટ થયાં અને તેમને પ્રતિજ્ઞા કરતા રોકીને કહ્યુ, “સૂરિજી ! આ રીતે દેહત્યાગ ન કરો તમારી તીક્ષ્ણ મેધાશક્તિ છે પૂજ્ય શીલગુણસૂરિજી રચિત ૧૧ અગોની ટીકામા હાલ બે જ ઉપલબ્ધ છે, તમે રચો જ્યા ન સમજાય ત્યાં મારુ સ્મરણ કરજો, હુ તમારી મદદે આવીશ.

"પણ આ કાયિક તીવ્ર બેચેની મને ગ્રન્થરચના શે કરવા દેશે ?" આચાર્યદેવે પ્રશ્ન કર્યો.

દેવીએ કહ્યું, "એ ચિંતા તમે ન કરો. પરમાત્મા પાર્શ્વનાથના પ્રક્ષાલજલના છંટકાવથી તે બેચેની દૂર થઈ જશે. તમારે કોઈ ઔષધ કે અનુપાન લેવું ય નહિ પડે. ગુર્વાજ્ઞા અબાધિત રીતે સાચવવાની તમારી ભાવના જરા પણ ખંડિત નહિ થાય."

દેવી અન્તર્ધ્યાન થયાં. તેમના કહ્યા મુજબ જ બધું થયું. ગુર્વાજ્ઞાને અખંડિત રીતે પાળી શકયાનો આનંદ અભયદેવસૂરિજીના ઉરમાં સમાતો ન હતો. પ્રચંડ મેધા-શક્તિનું વલોણું કરી દઈને તેમણે નવે ય અંગો ઉપર અદ્ભુત ટીકાઓ રચી.

જો તેમણે ગુર્વાજ્ઞાને અખંડિત રીતે પાળી ન હોત તો ? ટીકા-રચનાની તાકાત અને દેવ-સાન્નિધ્ય મળત જ ક્યાંથી ?

**વજ્રસ્વામીજી અને જાવડશા :**

જાવડશા એટલે; એમનાં સમયના ખૂબ જ શ્રીમંત અને ઉત્તમ કક્ષાના ધર્મીજન.

લક્ષ્મી અને ધર્મશ્રીએ જાણે કે એમના ઘરમાં સ્પર્ધા માંડી હતી.

એક વખત જાવડશાએ તીર્થાધિરાજ શ્રી શત્રુંજયનાં જિનાલયો વગેરેની જર્જરિત હાલત જોઈ. પોતાના

જીવતા જ પોતાના પરમાત્માના આલયો જર્જરિત બની રહ્યા છે ! પોતાની બેદરકારી ઉપર એમને ફીટકાર વછૂટી ગયો

વિશેષ ઊ ડા ઊતરતાં જાણવા મળ્યુ કે—શત્રુ જય-તીર્થનો અધિષ્ઠાયક દેવ મિથ્યાદૃષ્ટિ બની જતા તેણે જ તીર્થની દુર્દશા કરી હતી

એ વખતના યુગપ્રધાન આચાર્ય શ્રી વજ્રસ્વામીજી આ વાતથી વાકેફ હતા, અને દુ ખી પણ હતા પરન્તુ સ પત્તિના ભૌતિકબળની ઓથ ન મળે ત્યા સુધી એ મહાત્મા પોતે કાઈ કરી શકતા ન હતા

પણ એક દી અધ્યાત્મનુ અને સ પત્તિનુ—બે ય બળો ભેગા થઈ ગયા

જાવડશા અને વજ્રસ્વામીજી શત્રુ જયના ઉદ્ધાર માટે કટિબદ્ધ બન્યા

મ દિરો ઉપર ટાકણા લાગવા માડ્યાં પહાડ ઉપર જ નૂતન પ્રતિમાઓનુ નિમાણ થવા લાગ્યુ વર્ષોની જહેમતે પ્રતિમાઓ તૈયાર થઈ ગઈ આવતી કાલે પ્રતિ-માઓને મ દિરમા પ્રવેશ કરવાની વિધિ છે

અને . આ શુ ? સવારના પહોરમા જ્યા જાવડશા તળેટીની પહાડ ઉપર ચડવા પગથીએ પગ મૂકે છે ત્યા એ તમામ પ્રતિમાઓ પોતાના જ પગ આગળ ખ ડિત થઈને પડેલી જોવા મળે છે

જાવડને એક ક્ષણ તો વસમો આઘાત લાગ્યો દુષ્ટ દેવનુ આ તોફાન તેઓ સમજી ગયા

જરા ય હિંમત હાર્યા વિના નવેસરથી પહાડ ઉપર પ્રતિમા–નિર્માણ શરૂ થયું.

પણ ફરી એ જ દશા...ફરી નવનિર્માણ...ફરી ખંડ–ખંડમાં ટુકડા...વીસ વીસ વાર આમ બન્યું. જાવડના માથે પળીઆં આવી ગયાં. મોં ઉપરની કરચલીઓની બારીમાંથી વાર્ધક્ય સ્પષ્ટપણે દેખાવા લાગ્યું.

એકવીસમી વખત એ બુઢ્ઢાએ પુરુષાર્થ આરંભ્યો. પ્રતિમાઓ તૈયાર થતાં જ એ દંપતીએ બધા પ્રતિમાજીને રથમાં બેસાડ્યા. રથનાં બે પૈડાં પાસે બેય પતિ–પત્ની સૂઈ ગયાં. દુષ્ટ દેવને આહ્વાન કરીને જણાવ્યું કે હવે અમારી ઉપર પૈડાં ચલાવીને જ આ પ્રતિમાઓ ભરેલા રથ આગળ હાંકજો.”

અને...દેવે નમતું જોખ્યું, બત્રીસલક્ષણાનો ભોગ લેવા જેટલી ક્રૂરતા તે ન દાખવી શક્યો.

શ્રી વજ્રસ્વામીજીના શુભ હસ્તે જ રંગેચંગે સઘળું કાર્ય પાર ઊતરી ગયું. પ્રતિષ્ઠા પણ મંગળમય થઈ ગઈ. એ દિવસે જાવડશા અને તેમનાં પત્ની પ્રભુ–પ્રતિષ્ઠા કરીને ધજા ફરકાવવા શિખર ઉપર ચડ્યાં, કાર્યસિદ્ધિનો હર્ષાવેશ બેયના ઉરમાં સમાતો ન હતો. ધજા ફરકાવતાં જ હર્ષાવેશનો અતિરેક થયો અને ત્યાં જ શિખર ઉપર દંપતીનું હૃદય બંધ થતાં મૃત્યુ થઈ ગયું.

સર્વત્ર શોક છાઈ ગયો. સૌથી વધુ આઘાત

અને ઉત્કૃષ્ટ વ્યાપ્યો હતો, જાવડના સૌથી મોટા પુત્રના અંતરમાં

એણે કલ્પના કરી કે, "મુહૂર્ત અશુભ હોવાથી જ આ અમંગળ ઉદ્દભવ્યુ છે વજ્રસ્વામીજીની જ આ ભૂલ છે ગુરુદેવની ઘણી સમજૂતી છતાં પુત્રના મનને સમાધાન થયુ નહિ ત્યાં એકાએક આકાશમાંથી દેવ-દેવીનું યુગલ શત્રુંજયતીર્થે ઊતર્યું

એ જ હતા, જાવડશા અને તેમના પત્ની, મૃત્યુ પામીને બનેલા દેવાત્માઓ

તેમણે સ્વ-પુત્રને કહ્યુ, "વત્સ! આવો ખેદ ન કર, અમે તો હર્ષાવેશમાં મૃત્યુ પામ્યાં છીએ અને ઉત્તમ એવી દેવગતિને વર્યા છીએ જિનશાસનનાં કાર્યો માનવની દશામાં મર્યાદિતપણે કરી શકતા હતા હવે દેવ થઈને અનેક મહાન શાસનપ્રભાવક કાર્યોની મંગળમાળા સર્જીશુ તુ જરાય ચિંતા ન કર અને અનન્ય ઉપકારી આચાર્ય ભગવતશ્રી વજ્રસ્વામીજીની ક્ષમા માગીને એમનુ શરણુ સ્વીકાર—તારુ શ્રેય સાધ"

પુત્રે આ વાતનો સ્વીકાર કર્યો સર્વત્ર જયજયકાર મચી ગયો

### ઉદેપુરના મન્ત્રીશ્વર

ઉદેપુરના એ મહારાજા હતા એ ક્ષત્રિય હતા માંસાહારી પણ હતા એમણે એક સિંહને પાળ્યો હતો એ સિંહ ઉપર એમની અપાર મમતા હતી રોજ ઘેટો

સમય એની સાથે ગેલ કર્યા વિના એમને ચેન ન પડે. માંસ પણ જાતે જ ખવડાવતા.

આ સિંહનો વિયોગ અત્યંત આકરો થઈ પડવાને કારણે તો મહારાજા ખાસ કામ સિવાય બહારગામ જવાનું પસંદ જ કરતા નહિ.

પણ એક વખત એમને ન છૂટકે પંદર દિવસ સુધી બહારગામ જવાનું થયું. સિંહને મૂકીને જવાના વિચાર માત્રથી એમની આંખે આંસુ ઊભરાઈ જવા લાગ્યાં પણ બીજો કોઈ ઉપાય ન હતો.

પોતાના વિશ્વાસુ મન્ત્રીને બોલાવીને મહારાજાએ કહ્યું, "તમારા પુત્રની જેમ સિંહનું તમે લાલન-પાલન કરજો. એને લેશ પણ દુઃખ ન પડે તેની કાળજી કરજો. એનો પાલક એની બધી જરૂરિયાતોને જાણે છે. તમે તેની ઉપર સંપૂર્ણ દેખરેખ રાખજો."

મન્ત્રીએ મહારાજાની સત્તાને શિરસાવંદ્ય કરી. સિંહને ખૂબ જ વહાલ કરીને મહારાજા રથમાં ચડી ગયા.

મન્ત્રી ચુસ્ત જૈન હતા. પરમાત્માના એ અનન્ય ભક્ત હતા. ગરીબોના એ બેલી હતા. સાધર્મિકોના એ વત્સલપિતા જેવા હતા, પરનારીઓના સહોદર હતા. પ્રાણીમાત્રના એ મિત્ર હતા.

સંધ્યા નમતાં જ એમણે સિંહના પાલકને બોલાવ્યો. વાતચીતમાં એમને એ વાતનો ખ્યાલ આવ્યો કે સિંહનો

ખોરાક માત્ર માંસ છે. માંસ તેને આપવું જ પડે, અન્યથા એ મરવાનું જ પસંદ કરે.

મન્ત્રીના હૈયે ફફડાટ પેદા થયો. શી રીતે આ ધર્મ-સંકટનું નિવારણ કરવું ? રે ! માંસ ખાવું ! એ જેમ પાપ જ છે, તેમ માંસ ખવડાવવું એય પાપ જ છે ! મન્ત્રીનું અંતર વારંવાર બોલતું હતું.

બીજા દિવસે સવારે માંસ ભરેલો થાળ મૂકવાને બદલે મન્ત્રીએ કઢાયા દૂધનું તપેલું અને બે મધુ પુરીનો થાળ પિંજરામાં મુકાવ્યો.

ભોજન લેવા દોડી આવેલા સિંહે આમાં પોતાનું ઘોર અપમાન જોયું. એને વ્યક્ત કરવા જોરથી ચિચિયારીઓ પાડી.

મન્ત્રી ડગી જવા માટે ધરાર લાચાર હતો. આખો દિવસ સિંહ ભૂખ્યો જ રહ્યો. બીજા દિવસના વહાણાં વાઈ ગયા. ત્રીજા દિવસના સિંહે ઉપવાસ કર્યાં.

મન્ત્રીના અંતરમાં વિચારોનું ભયંકર ઘમસાણ ચાલ્યું. સિંહ મરી જશે તો મહારાજાને કેટલો આઘાત લાગશે ? અને આઘાત મહારાજાનો ભોગ લેશે તો પ્રજાનું શું થશે ? તો આપદ્ધર્મ તરીકે મોટા દોષના નિવારણ માટે માંસ ખવડાવવાનો નાનો દોષ ન સેવાય શું ? મન્ત્રીના મનમાં આ પ્રશ્ન ઘોળાતો રહ્યો. પણ અંતે મન્ત્રીએ એક નિર્ણય ઝટઝટ કરી લીધો. સત્ત્વશીલ માણસ

માટે આપદ્ધર્મની વાતો શોભતી નથી. ચોથે દિવસે સવારે મન્ત્રીએ જાતે જ પિંજરનું બાર ખોલ્યું. અને પોતે જ સિંહની સામે ચાલી ગયા. જીવનનું આ એક અચરિજ હતું. સિંહ મૂઢ બનીને મન્ત્રીને જોતો રહ્યો. મન્ત્રીએ સિંહને કહ્યું, "માંસ વિના જો તારે ચાલે તેમ જ ન હોય તો અનશન ત્યાગ અને મને જ ખાઈ લે. આ સિવાય બીજો કોઈ વિકલ્પ મારી પાસે નથી." આટલું બોલીને મન્ત્રીએ અરિહંત પરમાત્માનું શરણ લીધું. અને...ડઘાઈ ગએલા સિંહે દૂધપાકમાં પોતાનું મોં નાંખી દીધું !

● ● ●

સ્વરક્ષાના ઉપાયો માત્ર બે છે.

યથાશક્યમાં-જિનાજ્ઞાનું વધુમાં વધુ શુદ્ધ પાલન.

અશક્ય અને દુઃશક્યમાં—પૂર્ણ સાપેક્ષભાવ.

અર્થાત્ અપાલનનું સતત દુઃખ.

જેણે સ્વરક્ષા હાંસલ કરવી હોય તેનાથી શાસ્ત્રનિરપેક્ષ રીતે 'દેશ, કાળ, જમાનો' વિચારી પણ શકાશે નહિ.

ભક્તિભાવની ભારે ખુમારીથી જેણે શિરે ઉપાડી છે; જિનની સઘળી આજ્ઞાઓને; તે જ મહાત્મા સ્વરક્ષા કરી શકે. વંદન છે લાખ લાખ; તે વંદનીયને.

## જરૂરી બે ગુણો

[૧૧]

શાસનસંરક્ષક કેટલાક મહાપુરુષોના જીવન ઉપર આપણે નજર કરી તેમના જીવનમાં શુદ્ધિ, સદ્બુદ્ધિ, ભક્તિ, મૈત્રી, ખુમારી વગેરે ગુણોનો કોઈ અનોખો ઝગમગાટ જોવા મળે છે. આવી જ કોઈ શાસનરક્ષા અને તે દ્વારા સર્વરક્ષા આપણે પણ સાધવી હોય એ રીતે આપણું પણ જીવન-સાફલ્ય મૃત્યુની સમાધિન્વ પળોની પ્રાપ્તિ માટે—જો આપણે જોવા માંગતા હોઈએ તો ખાસ કરીને બે ગુણો તો આપણે આપણા જીવનના બધા પાસાઓમાંથી વ્યાપકરૂપે રમગવી દેવા પડશે.

(૧) આપણે લોકહેરીના ત્યાગી બનવું પડશે.

(૨) આપણે અભય બની રહેવું પડશે.

લોકહેરી અને જમાનાવાદ એક જ છે. જે રીતે વાયરો વાય તે રીતે વર્તવું એ સ્વરક્ષા, શાસનરક્ષા કે સર્વરક્ષા માટે અત્યંત જોખમી જીવન-પદ્ધતિ છે. આવા માણસો ખુશામતખોરી, ચમચાગીરી વગેરેમાંથી જ ઊંચા ન આવી શકે. આમ કરીને એમને પોતાનું સત્ત્વ અને વ્યક્તિત્વ બે ય ગુમાવવા પડે.

સત્ત્વ અને વ્યક્તિત્વ વિનાના માણસોની કિંમત કેટલી ? એ શું સ્વરક્ષા ય કરી શકવાના હતા !

રક્ષકોએ તો શાસ્ત્રચક્ષુ જ બનવું રહ્યું. હા; શાસ્ત્રોક્ત દેશ–કાળ પ્રમાણે તે વર્તે તેમાં કશું જ અનુચિત નથી પરંતુ સમય પ્રમાણે વર્તવાની વાતો તો સ્વપ્નમાં ય વિચારી શકાય નહિ.

સિદ્ધાન્તનિષ્ઠા એ તો રક્ષકોનો મહાપ્રાણ છે. એમના જીવનની કોક ક્ષન્તવ્ય શિથિલતાના દોષને પણ માફી આપી દેવાની તાકાત એમની ઝળહળતી સિદ્ધાન્તનિષ્ઠામાં છે.

જમાનાવાદના ધસી આવતા ભયાનક વંટોળને જોઈને જો રક્ષક ડગી જાય; એની સિદ્ધાન્તનિષ્ઠા હાલમડોલમ થઈ જાય તો એ વંટોળના વિનાશ કરતાં ય ઘણો મોટો વિનાશ ધર્મીઓના જગતમાં સર્જાય; રક્ષકના ગુણ–બાગમાં સર્જાઈ જાય.

સિદ્ધાન્તનિષ્ઠા તો મયણાસુંદરી જેવી હોવી જોઈએ; ગુર્જરેશ્વર કુમારપાળ જેવી હોવી જોઈએ.

ચાલતી ગાડીમાં બેસી જવાનું; ઊગતા દેખાતા સૂરજને પૂજી નાંખવાનું; કે ચાલુ પ્રવાહમાં ખેંચાતા રહેવાનું તો બધાયને ફાવે, પણ એમાં રક્ષા કોની થશે? સત્યને અવગણવાથી કે અંધકારમાં ધકેલી દેવાથી કદાચ લોકોની વાહવાહ મળી જશે પણ પરલોકાદિમાં તો તે દરેક વાહમાંથી ઊની ઊની વેદનાઓની આહ! ઉત્પન્ન થશે. આ ધંધો કોને પરવડે તેવો છે?

આપણને માન-સન્માન મળે છે કે નહિ તેની આપણે લગીરે પરવા ન કરો રક્ષકો સ્વથી માંડીને સર્વની રક્ષા જ કરવાને બધાએલા છે એણે તે માટે મોટા હાકોટાય પાડવા પડે, કોઈની નીંદમા ખલેલ પણ પાડવી પડે, અનેકોને કડવા ય થવુ પડે એને વળી માન-સન્માનની તો આશા જ શેની રાખવાની ?

જેમ વિદ્યાના અર્થીને અધ્યયનકાળમા ભૌતિક સુખની આશા રાખવાની ન હોય, રણમેદાને જગ લડતા જવાનને કોઈ મોજ માણવાની આશા રાખવાની ન હોય તેમ રક્ષકોએ માન-સન્માનની ઇચ્છા પણ રાખવાની ન હોય

કોઈના મો સામે જ જોઈને બોલે તે રક્ષક નથી રક્ષક તો શાસ્ત્ર સામે જ જોઈને બોલે, પછી પરિણામ ગમે તે આવે લાખો જુઠાણાઓ સામે સત્યવાદી તરીકે તે એકલો પડી જતો હોય તો પણ તેને કોઈ ચિંતા ન હોય, તે તો સદાનો 'અભય' જ બની રહ્યો હોય

સત્યની જ્યોત તે જલતી જ રાખે કદાચ તેમ કરવામા મોતને ભેટાય તો ભેટી લે, પણ મૃત્યુની છેલ્લી પળોમા ધરતી ઉપર પડી ગયેલા તેના હાથમા સત્ય-સિદ્ધાન્તની મશાલ તો જલતી જ હોય

પેલા રાજાની વાત મને યાદ આવે છે જેને કોઈ દિલ્હીના ઠગે બરાબર છેતર્યો હતો છ માસમા દિવ્ય કાપડ બનાવી આપવાનુ તેણે રાજાને વચન આપ્યુ તે કાપડ માટે તેણે છ માસના સમયમા સાચા મોતી, માણેક,

પન્ના વગેરે બહુમૂલ્ય ચીજો મેળવી અને ચોકીદારોને ફોડી નાંખીને ઘર ભેગા કરી. લાખો રૂપીઆનું આંધણ થઈ ગયા બાદ પણ તેણે કશું જ કર્યું નહિ.

એક દિવસ દિવ્ય વસ્ત્ર પહેરવા માટે રાજા અધીરો થયો ત્યારે તે વેપારીએ આઠ દિવસમાં દિવ્ય–વસ્ત્ર રાજ-સભામાં હાજર કરી દેવાની ખાત્રી આપી. પોતે જાતે જ તે વસ્ત્ર પહેરાવશે તેમ પણ કહ્યું. પણ છેલ્લે તેણે એક ગંભીર વાત કરી દીધી કે તે વસ્ત્ર તેને જ દેખાશે, જેણે જીવનમાં કદી ચોરી નહિ કરી હોય.

છેવટે તે દિવસ આવી ગયો. રાજભવનમાં હજારો માણસોની ઠઠ જામી ગઈ હતી. વસ્ત્રપેટી લાવવામાં આવી. ખરેખર તેમાં કશું જ હતું નહિ. રાજાનાં મૂળ વસ્ત્રો તમારી ઉતારી નાંખવામાં આવ્યાં અને વેપારીએ દિવ્ય વસ્ત્ર પહેરાવવાનું શરૂ કર્યું. પહેરાવવાના માત્ર હાવભાવ સહુએ જોયા, પણ વસ્ત્ર તો કોઈને ન દેખાયું. રાજા પણ અકળાયો. કેમકે તે તદ્દન નગ્ન અવસ્થામાં હતો.

છેલ્લે વેપારીએ સહુને કહ્યું, "જેણે જીવનમાં કદી કોઈ ચોરી નહિ કરી હોય તેને જ આ દિવ્ય–વસ્ત્ર દેખાય છે; બોલો તમને બધાને તે દેખાય છે?"

ના કોણ કહે? ચોર કોણ સાબિત થાય? રાજા કે પ્રધાન પણ બિચારા આબાદ ફસાયા!

બધાએ હાજી હાજી કહ્યું. પછી તો વેપારીએ રાજા સાહેબને બાર ઘોડાની બગીમાં બેસાડ્યા અને નગરમાં

ફેરવવા લાગ્યો લાખો લોકો નગ્ન રાજાને જોવા છતા કોઈ 'ઊંહ્' કરવા ય તૈયાર નથી જે સાચુ બોલે તે ચોર સાબિત થાય તેમ હતુ

પણ છેવટે એકાએક ભ ડો ફૂટી ગયો એ ટોળામા કોઈ માણસ પોતાના દસ વર્ષના બાળકને લઈને ઊભો હતો તે બાળક જોરથી બોલી ઊઠયો, "બાપા ! બાપા ! રાજા તો સાવ નગ્ન છે !"

રાજાએ આ શબ્દો સાભળ્યા અને પોતાનો વહેમ પાકો થઈ ગયો 'કાઈક' બફાઈ ગયાની તેને ખાત્રી થઈ ગઈ તરત જ બગી રાજભવન તરફ દોડાવી દીધી અને રાજા એકદમ મહેલમા પેસી ગયો !

વેપારીને ફાસીની સજા થઈ ! જે બાળક સહજ રીતે અભયને વર્યુ હતુ તે જ લોકોની 'હાજી હા'મા ન ફસાયુ

જે સ્વરક્ષક બનવાથી માંડીને સર્વરક્ષક બનવા માગતા હશે તેમણે સત્યના—સિદ્ધાન્તના—પ્રતિપાદનમાં અભય બનવુ જ જોઈશે જો તે અભય રહેશે તો ઘણા—ભય-ભીતોને અભય બનાવી શકશે અને જો તે જ ક્યારેક લોકહેરીમા તણાઈને યશ-કીર્તિ આદિ ગુમાવવાના ભયથી પરાજિત થઈ જશે તો ઘણાના જીવનને તે ભયમા મૂકી દેશે

જેણે સ્વરક્ષા કરવી હોય, એટલુ જ નહિ પણ તે સ્વરક્ષાથી નીપજતા સૂક્ષ્મના અને પુણ્યનાં વિશુદ્ધ બળો પામીને જેણે શાસનરક્ષા, ધર્મરક્ષા સંસ્કૃતિરક્ષા-વગેરેના

મહાપુણ્યવંતા યજ્ઞોમાં પણ જોડાઈ જવું હોય તે સર્વહિત-કામી, સર્વકરુણાના ધારક, વિશ્વમાત્રના ચાહક મહાત્માઓ તો લોકહેરીનો ત્યાગ કરવો જ પડશે અને અભયનું કવચ ચડાવવું જ પડશે.

અજૈન મહાભારતમાં કહેવાય છે કે ભીમ એક રાક્ષસને ખૂબ સતાવતો હતો. એક દી તે રાક્ષસ ભીમના ભયમાં અને ભયમાં જ મર્યો. કમનસીબે તે રાક્ષસના અસ્થિનાં જ પાસાં બન્યાં; અને તે પાસાંથી જ યુધિષ્ઠિર જુગારમાં રમવા બેઠા. જેવાં એ પાસાં ફેંકાય કે બાજુમાં બેઠેલો ભીમ સાથળ ઉપર જોરથી થપાટ મારીને બોલે, "એ પાસા પડ્યા પોબાર!"

ભીમના શબ્દો એટલી બધી પડકારની ભાષામાં નીકળતા કે રાક્ષસનાં હાડકાં ભૂતકાલીન ભયથી ધ્રૂજી ઊઠતાં અને પાસા સીધા પડવાને બદલે ભયના માર્યા ઊંધા જ પડી જતા. દરેક વખતે આમ જ બન્યું અને એથી યુધિષ્ઠિરનો ઘોર પરાજય થયો.

આ નાનકડા પ્રસંગની સૈદ્ધાન્તિક વિચારણા આપણે કરવી નથી. તેમાંથી માત્ર એક જ તાર ખેંચવો છે કે ભય પાસાને ઊંધા પાડે છે; ભયની સ્થિતિમાં પાસા કદી પોબાર પડતા નથી.

સ્વરક્ષકો આ વાતને ખૂબ ગંભીરતાથી વિચારે. જો તેઓ ભય ઉપર સ્વાર નહિ થઈ જાય અને ભય જ તેમની

સ્વરક્ષા, ગામનરક્ષા વગેરે બધુ ય ખાડામા જઈને પડશે, આવુ કદી પણ થવા દેવાય નહિ

રક્ષકો ! જો તમારે અભય બની જવુ હોય તો જમાનાવાદની હવાને ભૂલથી પણ સ્પર્શશો નહિ અને જમાનાવાદની હવાને સ્પર્શવુ ન હોય તો અભય બનીને જ રહેજો

જે અભય બની રહે છે તે જ બળવાન બને છે ભયભીતમા વળી બળ કેવુ ?

જો આપણે અભય બનીને પૂરા બળવાન બની જઇએ તો આપણી ઉપર કોઈનુ આક્રમણ સભવિત નથી, અને આક્રમણ આવી પડે તો તે સહજ રીતે કે ગેબી રીતે હટી ગયા વિના રહેવાનુ નથી

પાપી તત્ત્વો કદી બળવાન હોઈ શકે નહિ તેમને કદી વિજય સાપડે નહિ હા જો ધર્મી તત્ત્વો ભયને આધીન થઇને નબળા પડી ગયા હોય તો તેઓ જરૂર ફાવી જાય

દુષ્ટ તત્ત્વોનો વિજય તેમની બલવત્તાથી હોતો નથી પરન્તુ ધર્મીઓની નિર્બળતાથી જ થઈ જતો હોય છે

સિહ ઊઘતો જ હોય તો ઉદરડા પણ તેની કાયા ઉપર કૂદાકૂદ કરી જાય તેમા નવાઈ પણ શી ? એવા ઉદરોને ભગાડી મૂકવા માટે તો સિહનો એક નાનકડો પણ સળવળાટ બસ થઈ પડે છે !

નાદીરશાહ ! પરદેશી સુલતાન ! ભારતના આર્યોની તાકાતથી એ ધ્રૂજતો હતો છતાં એણે ભારત ઉપર આક્રમણ કર્યું અને એના અપાર આશ્ચર્ય વચ્ચે વિજયનું જામફળ એના હાથમાં સહેલાઈથી આવીને પડી ગયું ! દિલ્હીના બાદશાહે એનું શાહી સ્વાગત કર્યું.

નાદિરને પોતાના વિજયનું કારણ શોધવું હતું. ભોજન બાદ અતિથિગૃહમાં આરામ કરવાનો સમય થયો ત્યારે તેણે દિલ્હીના બાદશાહને જણાવ્યું કે, "હમણાં તો હું આરામ કરું છું, પણ કલાક બાદ તમારી બેગમોને મારી પાસે નૃત્ય કરવા મોકલજો." પરાજિત બાદશાહે એ વાત સ્વીકારી અને બેગમોને જણાવી દીધું.

આ બાજુ નાદિરશાહ પોતાનાં તમામ શસ્ત્રો છૂટાં કરી દઈને ખુલ્લાં મૂકીને સુવાનો ડોળ કરતો રહ્યો. થોડી જ વારમાં બેગમો આવવા લાગી અને ખૂણે ઊભી રહીને નાદિરને ખુશ કરી દેવાનાં સોણલાં સેવવા લાગી.

થોડાક સમય બાદ નાદિર ઊભો થઈ ગયો. તે બોલ્યો, "આટલાં બધાં શસ્ત્રો મારી ચોપાસ પડ્યાં હતાં છતાં એક પણ નારીને નિઃશસ્ત્ર એવા મારી કતલ કરી નાંખીને વેર વાળવાનો વિચાર પણ ન આવ્યો !!! આશ્ચર્ય ! હવે મને સમજાઈ ગયું કે મારા વિજયનું મૂળ ભારતની પ્રજાની બેહદ નિર્માલ્યતામાં પડેલું છે; નહિ કે મારા બળમાં."

નાદિરના આ શબ્દો ખૂબ જ મહત્ત્વના છે રક્ષકોએ જો સ્વથી માંડીને સર્વની રક્ષા માટે કટિબદ્ધ બનવુ જ હશે તો બધી નબળાઇઓ, ભયાદિની સંજ્ઞાઓને ખંખેરી નાખવી પડશે

આ પ્રકરણનો ઉપસંહાર શ્રીકૃષ્ણે અર્જુનને સંભળાવેલા શબ્દોને ટાંકવારૂપે જ કરુ છુ

" હે અર્જુન ! મનમા નબળા વિચાર લાવ નહિ એ નબળાઈઓને ફગાવીને ઊઠ, ઊભો થા અફસોસ ન કર તર્કની જાળમા ફસાઇશ નહિ વીરો અને વિદ્વાનો વીતી ગયેલી બાબતોનો, અને સિદ્ધિ ન જ મળી શકે તેવી બાબતોનો કદી ખેદ કરતા નથી "

● ● ●

જે કાળમા ચતુર્વિધ સંઘમા પોતપોતાની કક્ષાની જિનાજ્ઞાઓનુ વધુમા વધુ અને સુદરમા સુદર પાલન થતુ હતુ તે કાળ શ્રીસઘ અને સમગ્ર પ્રજા માટેનો ઉત્તમ કાળ બની રહ્યો હતો

જે કાળમા આ વિષયમા શિથિલતા આવી તે કાળનો શ્રીસઘ અને સમગ્ર પ્રજા આપત્તિઓના અડાબીડ જગલોમા ફસાઈને ભયાનક મુશ્કેલીઓમા આવી પડી

આ છે, ઇતિહાસનુ સ્પષ્ટ-દર્શન.

[ ૧૨ ]

આ જીવત્વ અને શિવત્વથી સર્વ જીવો સાથે સાધર્મ્ય ધરાવતા ધર્મીજનો !

કતલખાનાંઓમાં ચાલતી પશુઓની અઘોર કત્લેઆમ સમયની કારમી ચિચિયારીઓ તમને કાને સંભળાતી નથી ? એમની તીક્ષ્ણ વેદનાઓ તમારી આંખે ચડી નથી ? ઢગલો થઈને ઢળી પડતી એ કાયાઓ તમારા ચિત્તપ્રદેશમાં ક્યારેય ઊપસી નથી ? હાય ! આ બધાને બચાવશે કોણ ? એમનો બેલી બનશે કોણ ?

નિર્દોષ બિચારા અનંત જીવો ! બટાટા, લીલ, ફૂગ વગેરેમાં બેઠા છે ! એમને શેકી, ભૂંજી, સૂકવીને ખાઈ જવામાં આવે છે ! રે ! આ બધાને બચાવશે કોણ ?

ઢોર-ઢાંખરની કેવી લાચાર, પરવશ અને બેચેન દુનિયા ! અનંતશક્તિના એ સ્વામીઓ ખાવા-પીવાનેય અશક્ત ! પૂર્ણ રીતે સ્વતન્ત્ર ! સંપૂર્ણપણે ગુલામ દશામાં !

નારકની ધરમીના છોરૂઓની તો શી કથા કરવી ? અનંત સુખના એ માલિકો ઉપર મહાદુઃખની તરવારો ફરી રહી છે. એમને ભડકે જલતી અગનજવાળાઓમાં ફેંકીને-જીવતા સળગાવાઈ રહ્યા છે ! 'નહિ મારવાની'

કરુણ કાકલુદીઓ તો અધમ દેવાત્માઓ લાત મારીને ઠુકરાવી રહ્યા છે અરે! આમને કોક તો બચાવો! સાચો રાહ સુઝાડો! જરૂર કરી નાખ્યા છે તેમણે પાપ! પણ કોક તો દયા ગુજારો! તેમની કેની કરુણ ચીસો આ ધરતીએ જાણે સભળાઈ રહી છે!

દેવાત્માઓ તરફ નજર કરો ઈર્ષ્યા, અતૃપ્તિ અને મિથ્યાત્વના દાવાનળમા અસખ્ય દેવાત્માઓ ભડથુ થઈ ગયા છે!

દેવ–દેવીના ચ્યવનકાળની વિરહવ્યથા, કરુણસ્વરના વિરહના વિલાપ! હાય! સાભળ્યા સભળાતા નથી તૃપ્ત જ રહેવાને સર્જાયેલો આત્મા અતૃપ્તિના કલણોમા ખૂપી રહ્યો છે! પર ગુણને જોઈને પ્રમોદ કરવાનો જ સ્વભાવ પામેલો આત્મા ઈર્ષ્યાથી બળી–જળીને ખાખ થઈ રહ્યો છે! અરે, ઓ! આ દેવ થયા તો ય માનવ કરતા ય નીચે ઊતરી ગયા છે! એમને કોક તો કાન પકડીને સમજાવો ઉન્માર્ગેથી પાછા વાળો! હાય જોયુ જાતુ નથી તેમના પાપી પુણ્યોનુ વિકરાળ તાડવ! અસખ્ય આત્માઓને ઝડપીને ભરખી લેતુ!

મર્ત્યલોકના માનવોની પણ કેવી દુર્દશા થઈ છે! જેને પરમાત્માએ 'મહાન' કહ્યો એ માનવ વાસનાનો ભૂખ્યો થઈને કેટલી હદ સુધી અધમ થઈ રહ્યો છે! ઓલા ધનાઢ્યોની આલમો તરફ નજર તો કરો! જાણે

વાસનાઓનાં સુખ કદી આરોગ્યાં જ ન હોય એ રીતે છપ્પનીઆના દુકાળીઆની જેમ ત્રાટક્યા છે; વાસનાઓનાં સાધનો ઉપર ! અરે ! અરે ! એમને એટલું તો કહો કે આ બધાં મડદાં છે મડદાં ! એમની ઉપર જ્યાફત ઉડાવે તે તો ગીધડાં કહેવાય છે; ગીધડાં ! આનંદના શાશ્વત ઝરણાંના સ્વામીઓ ! તમારું તો આ સ્વપ્નાવસ્થાનું ય જીવન નથી !

ઓ ધર્માત્માઓ ! તમને તેવી હજારો સ્ત્રીઓ નથી દેખાતી; જે દારૂડીઆ કે ક્રોધી પતિના હાથે મૂઢ માર ખાતી હોય અને 'બચાવો બચાવો'ની ચીસો પાડતી હોય !

તમને એવી હજારો કન્યાઓ નથી દેખાતી ? જેનાં સૌભાગ્ય-કંકણ ટૂંકા જ [સમયમાં નંદવાઈ ગયાં હોય ! અને જેથી જે ખૂણે બેસીને રોયા જ કરતી હોય !

નબાપા બની જતાં બાળકો; સ્વપ્નમાં 'બાપા !' કહીને બૂમ પાડતાં હોય !

માતાથી વિખૂટાં પડેલાં સંતાનો ! મા...મા... કરતાં જ્યાં ત્યાં દોડતાં હોય !

ગરીબો ! બેકારો ! ત્યકતાઓ ! વિધવાઓ ! યુદ્ધભૂમિ ઉપર કપાતાં કલેવરો ! ઊડતાં ધડ-માથાંઓ ! વછૂટતી લોહીની પીચકારીઓ ! મડદાં ચૂંથતાં ગીધડાંઓ !

હોસ્પિટલોના રોગીઓ ! મરણપથારીએ પડીને છેલ્લાં

ડચકાઓની તીક્ષ્ણ વેદના ભોગવતા માનવો ! વાસનાની પાછળ પાગલ બનીને જીવન ફેંકી દેતા શ્રીમંતો ! વિકારોના ઉદ્રેકને કારણે આતમ-રૂપ ગુમાવી દઈને કુરૂપ બની જતી રૂપગર્વિતાઓ ! મુનિ-જીવનથી ભ્રષ્ટ થઈને ભોગિંગ કરતા ચ ભૂંડા ભોગના રસાસ્વાદ લેવા માટે સંસાર પ્રતિ ડગ ભરતા આત્માઓ !

હાય ! અનંત ચતુષ્ટયના સ્વામીઓનાં સુખ, શક્તિ, પુણ્ય, બુદ્ધિ અને સમયના કેવા કુરચેકુરચા ઊડી રહ્યા છે ! દુ:ખે અને પાપે !

ઓ ધર્મીજનો ! જીવત્વના નાતે જીવ માત્ર આપણા બંધુઓ છે ! એમના કર્મજનિત ત્રાસ જોઈને શું આપણને કોઈ સંવેદન ન થાય ? રે ! લાખો ટન માછલા, હજારો મણ દેડકા, લાખો ગાડરો અને બળદો, હજારો વાદગ, મસલા અને કીડાઓ, લાખો ભૂંડો અને કુક્કરોની કત્લેઆમની, ધનવાનોની આલમોમા ઊભરાયેલા કાતીલ પાપોથી થતી આત્મગુણોની કત્લેઆમથી, ગરીબોના જીવનના આર્તધ્યાન અને રૌદ્રધ્યાનની હોળીઓમા ભડથુ થઈ જતી આત્મ-તત્ત્વની સ્વભાવ દશાથી શું આપણે વ્યથિત નથી બની શકતા ?

આખું વાયુમંડળ કત્લેઆમથી ઊભરાયું છે ચીસો અને ચિચિયારીઓથી ગગનમા અદ્વૈત વ્યાપ્યું છે

શું આ બધાની વચ્ચે આપણને કોઈ પુણ્યાઈનું સુખ મળી જતું હોય તો તે મનપસંદ પડે તેવું છે ?

શું તેવા સુખમાં આપણને આનંદ છે? અંજપો નથી? મજા છે? બેચેની નથી?

મારું શું? એ પછી વાત કરશું. આ બધાનું શું? એ વાત પહેલી કરવી પડશે.

જો આ સંવેદન આપણને હાડોહાડ લાગી જશે તો એ સર્વરક્ષા માટે આપણે એકદમ સજ્જ બની જઈશું. બધી જ શિથિલતાઓને ખંખેરી નાંખવા માટે કટિબદ્ધ બની જઈશું.

અને...પછી પરમાત્માએ ફરમાવેલી સર્વવિરતિ-ધર્મની; છેવટે દેશવિરતિધર્મની ઉત્તમોત્તમ સાધનાનાં સોપાનો ઉપર ક્રમશઃ ડગ માંડતા જઈશું.

સોક્રેટિસના તત્ત્વજ્ઞાનથી પ્રભાવિત થઈ જઈને મહાન્ કવિ ગણાતા પ્લેટોએ પોતાનો કાવ્યસંગ્રહ બાળી મૂકયો અને સોક્રેટિસનો શિષ્ય બનીને મોટો ફિલસૂફ બની ગયો.

પરમકૃપાલુ, પરમપિતા, ત્રિલોકગુરુ, તીર્થંકર પર-માત્માની સર્વરક્ષાની પરમ કરુણામાંથી પ્રગટી જતી સ્વરક્ષાની ફિલસૂફીથી આપણે પ્રભાવિત થયા નથી? જો પ્રભાવિત થયા હોઈએ તો એની ખાતર આપણી સઘળી એષણાઓ અને કામનાઓને સળગાવી દેવી જોઈએ.

જો હૈયે એ મહાકરુણાનું ગીત પ્રગટ થઈ જશે તો સર્વરક્ષાર્થ અનિવાર્ય અને આવશ્યક એવી સ્વરક્ષા માટે આપણે એકદમ તૈયાર થઈ શકશું. પછી સ્વરક્ષાનું એ જીવન ગમે તેટલું કઠોર કાં ન હોય?

સ્વરક્ષાનુ વિશુદ્ધ જીવન જીવનાર એક પણ આત્મા આ ધરતી ઉપર હશે ત્યા સુધી સૂર્ય પોતાની આગ ઓકી શકશે નહિ, સમુદ્રો માઝા મૂકી શકશે નહિ, પાપો પ્રજ્વળીને માનવપ્રજાનુ આધ્યાત્મિક વ્યક્તિત્વ નષ્ટ કરી શકશે નહિ

આ બધુ ત્યારે જ બનશે, જ્યારે એક પણ આત્મા 'સ્વરક્ષા'ની સાધનાની વેદિકા ઉપર બેઠો નહિ હોય !

અહો ! અહો ! એક જ આત્માના સ્વરક્ષાજનિત-પુણ્યની પણ કેટલી તાકાત !

—કે ધરતીને ય ધીરજ રાખવી પડે !

—કે સૂરજને ય કાબૂમા રહેવુ પડે !

—કે સમદરોને પણ મરજાદી બનવુ પડે !

—કે કાળા પાપોને પણ ચૂપચાપ બેસી રહેવુ પડે !

તો - આત્મવિશ્વાસ પ્રગટાવીએ, સ્વરક્ષાના વિશુદ્ધ પુણ્યમા એની સર્વરક્ષાસાધક શક્તિમા

કોઈ નેબળા વિચાર કરશો મા જમાનાવાદનો અધકાર બેશક વધુ ને વધુ જામ થઈ રહ્યો છે અને જામો પાડી રહ્યો છે, પણ સબૂર ! બીજી બાજુ ધર્મ અને પુણ્યના બળનો પ્રકાશ પણ વધી રહ્યો છે, ઘેરો અને ગાઢ બની જ રહ્યો છે

અધકારનુ કામ અધકાર કરે છે

સાધકો ! જુઓ, વિશ્વમાં સર્વત્ર ઘોર સંહારલીલા ચાલી રહી છે. નથી માત્ર; ભારતમાં.

કારણ કે સ્વરક્ષાના સાધકો અહીં જ છે. તેમના બળે જ સઘળી અંધાધૂંધીઓને 'રૂક-જાઓ'નો આદેશ આપેલો છે. જ્યાં સુધી એ બળ જીવંત અને વર્ધમાન રહેશે ત્યાં સુધી કશી આંચ નહિ આવે. એક મુનિનો કે એક સાધ્વીજીનો દશવિધ યતિધર્મનો સુવિશુદ્ધ આચાર પણ સઘળી આપત્તિઓને સ્થગિત કરી દેવાનું અપ્રતિહત સામર્થ્ય ધરાવે છે.

બસ ત્યારે; હવે તો સર્વરક્ષાની, સંસ્કૃતિરક્ષાની પરમેષ્ઠિ–શરણાગતિ દ્વારા સૂક્ષ્મનું બળ વધારીને સ્વરક્ષા કરો.

આ શરણાગતિનાં બે સ્વરૂપ છે. એક છે; વર્ણ-માતૃકાના ધ્યાનની ભૂમિકા સાથેની જપ, સ્તવ, વગેરે વિધિ-સ્વરૂપ અને બીજી છે; પરમેષ્ઠિની આજ્ઞાઓના યથાશક્ય પાલનસ્વરૂપ—આ આજ્ઞાપાલન એટલે શક્યનું પાલન; અને અશક્ય, દુઃશક્યનો જીવંત સાપેક્ષભાવ.

ઓ સુશ્રાવકો અને સુશ્રાવિકાઓ ! સ્વરક્ષાર્થે તમે સહુ સ્વદ્રવ્યથી; ઉછળતા ભાવોલ્લાસવાળી જિનપૂજામાં લાગી પડો.

ઓ; સાધકો ! શ્રમણો ! શ્રમણીઓ ! આપણે સહુ પરમાત્માની આજ્ઞાઓના સુવિશુદ્ધ પાલનમાં લાગી પડીએ.

વિશિષ્ટ કોટિની પરમાત્મા-ભક્તિ ગૃહસ્થોના જીવનમા બળ ઉત્પન્ન કરશે

વિશિષ્ટ કોટિનુ જિનાજ્ઞા-પાલન અણુગારોના જીવનની તાકાત બની જશે

બે ય ભેગા મળીને શાસનરક્ષાથી માંડીને સર્વરક્ષા સુધીની તમામ રક્ષાઓનો યજ્ઞ માંડશે

જય હો, સર્વરક્ષેશ્વર જિનેશ્વરદેવોનો !

જય હો, સ્વરક્ષાના આરાધક સઘયઘરોનો !



મજૂર ! કાર્યનો આરંભ તો પુણ્યના જોરથી પણ થઈ જશે. પણ કાર્યનો યશસ્વી અંત—કાર્યસિદ્ધિ—તો શુદ્ધિથી જ પ્રાપ્ત થશે.

પુણ્યવાનો કાર્યારંભ કરી શકે, પણ શુદ્ધિમાનો જ કાર્યનો સફળ અંત લાવી શકે

આ-જે આરંભશૂરા ન બનવુ હોય તો શુદ્ધ બનીએ

તે માટે (૧) શાસ્ત્રશુદ્ધ આજ્ઞાઓનુ પાલન કરીએ

(૨) અથવા છેવટે તે આજ્ઞાઓને આપણુ ભાવભર્યું શિર ઝુકાવીએ



સ્વરક્ષા કાજે છેવટે આટલું તો અવશ્ય કરો

# પ્રતિજ્ઞા-પત્ર

૧. ઉદ્ભટ કપડાં પહેરવાં નહિ.

૨. બીડી, સિગારેટ, પાન, તમાકુ (માવો) લેવાં નહિ.

૩. સિનેમાનો સદંતર ત્યાગ કરવો.

૪. ઠંડા પીણાં, આઈસક્રીમ, બરફ તથા ફ્રીઝમાં મૂકેલી વસ્તુઓ લેવી નહિ.

૫. કામ કે ક્રોધ (વાસના) ઉત્પન્ન કરતી કોઈ પણ પ્રકારની કથાઓ ન વાંચવી.

૬. માતા-પિતાને હંમેશ પગે લાગવું તથા તેમનો અવિનય કરવો નહિ.

૭. દારૂ, માંસ, પરસ્ત્રીગમન, [પરપુરુષગમન] તથા પત્તાનો-કોઈ પણ જાતનો જુગાર-સેવવાં નહિ.

૮. નવકારશી કરવી.

૯. કંદમૂળનો ત્યાગ કરવો.

૧૦. રાત્રિભોજન-ત્યાગ.

૧૧. સ્વદ્રવ્યથી જિનપૂજા કરવી.

૧૨. રોજ અડધો કલાક સૂત્રો કંઠસ્થ કરવાં અથવા ધર્મ-વાંચન કે નવકાર મંત્રનો જાપ કરવો.

૧૩. મહિનામાં ઓછામાં ઓછાં ૨૦ સામાયિક કરવાં.

૧૪. દિવસના એક ટંકમાં એક લુખ્ખી રોટલી ખાવી અને તે વખતે આયંબિલના, તપસ્વીઓને ભાવભરી વંદના કરવી.

૧૫. [શાસન-સ્થાપના] દર સુદ અગિયારસના દિવસે ઘરમાં એક વ્યક્તિએ તો આયંબિલ કરવું.

૧૬. શાસન-રક્ષા નિમિત્તે દરરોજ ૧૨ લોગસ્સનો કાયોત્સર્ગ કરવો.

૧૭. મુખ્ય વ્યક્તિએ ઘરમાં ચારિત્ર્યનાં ઉપકરણો વસાવવાં.

૧૮. પાંચ કલ્યાણકની પાંચ માળા ગણવી.

૧૯. ચોખ્ખી આવકનો એક ટકો "શાસનરક્ષા"ના કાર્યમાં દર વરસે વાપરવો.

૨૦. સંઘના સાધારણ ખાતે દર વર્ષે આવકનો એક ટકો આપવો.

॥ જયઉ નઉવ્વાગ્ગુમાણ્ | ॥

જિનશાસનના તેજે જરૂરી સૂક્ષ્મના પ્રચંડ બળના ઉત્પાદક



## કાયોત્સર્ગની આરાધના



[ નિત્ય ગાવા સર્ગ કરવાની પ્રતિજ્ઞા કરીને અમારા 'લોગસ્સ પરિવાર'મા જોડાવાથી પૂજ્યશ્રીની પ્રેરણા વગેરે લાભો ઘરએજ પ્રાપ્ત થશે ]

એક સમય હતો, જ્યારે જિનશાસનના અસ્તિત્વનો કોઈ સવાલ ન હતો જરૂર, ક્યાંક વ્યક્તિત્વની રક્ષાનો જંગ ખેલાતો પણ તે જંગમા ભવ્ય બલિદાનોની અમરગાથાઓ કંડારાતી અને તે ઝળહળતા વિજયની યશ કલગી મેળવતો

આજે તો જિનશાસનના અસ્તિત્વને ચોમેરથી પડકારાયુ છે તમામ મોક્ષલક્ષી ધર્મપ્રવૃત્તિઓનુ ભાવિ પણ સંદિગ્ધતાના ત્રાજવે તોળાયુ છે સ્થળ-પરિબળોથી તે એ અસ્તિત્વ, વ્યક્તિત્વ અને પ્રભુત્વની રક્ષાનો ત્રિપાખીઓ જંગ છતાય તે સંભવિત જણાતુ નથી હવે તો સૂક્ષ્મના વિરાટ અને વિશુદ્ધ બળોનુ ઉત્પાદન જ આપણુ અનન્ય શરણ જણાય છે

ખૂબ વિચારતા એક જ ઉપાય જણાય છે, આ જંગમાં વિજયશ્રી વરવાનો .અને તે છે શ્રીજિનશાસનની રક્ષાના સંકલ્પપૂર્વકનો લોગસ્સનો કાયોત્સર્ગ-(કાઉસગ્ગ) ભૂતકાળમા અનેક વખત આપત્તિઓના નિવારણ માટે સમસ્ત સંઘ કાયોત્સર્ગ કરીને ઝળહળતી સફળતા પામતો હતો જો લાખો લોગસ્સના કાયોત્સર્ગનુ સૂક્ષ્મબળ શ્રીસંઘમાં ઉત્પન્ન થશે તો ગમે તેવાં આક્રમણો એવી રીતે પાછા પડીને રહેશે આપણી પરમાત્મતત્ત્વ સાથે આપણુ જે સંધાન થશે તે ઉજ્જ્વળ ને વિશુદ્ધ પુણ્યનુ પ્રચંડ ઉત્પાદન કરીને જ રહેશે.

આજથી જ શરૂ કરો; ઓછામાં ઓછો ૧૨ લોગસ્સનો કાયોત્સર્ગ. જોજો; ભાવી પેઢી આપણને અહંકારી, સ્વાર્થ-શૂરા, સુખશીલ, ધર્મદ્રોહી અને નિર્માલ્ય જાહેર ન કરે—

* પૂજનીય સાધુ, સાધ્વીજી ભગવંતો ! આપ પણ સહુ કાયોત્સર્ગ શરૂ કરો અને આપનું પણ '**કાયમી સરનામું**' અમને મોકલી આપો. * શ્રી સંઘમાં ઘેર ઘેર સૂક્ષ્મનું પ્રચંડ બળ ઉત્પન્ન કરતો 'કાયોત્સર્ગ' શરૂ કરાવો. અહીં લોગસ્સને બદલે નવકાર ગણી શકાશે નહીં. દરેક લોગસ્સ સાગરવર ગંભીરા સુધી ગણવો.

---

કમલ પ્રકાશન ટ્રસ્ટ તરફથી બહાર પડતાં

# પુસ્તકોનાં પ્રાપ્તિસ્થાનો

**સોમચંદ ડી. શાહ**
સુઘોષા કાર્યાલય, જીવનનિવાસ સામે
**પાલીતાણા** (સૌરાષ્ટ્ર)









**સેવંતીલાલ વી. જૈન**
૨૦, મહાજનગલી, ૧લે માળે,
ઝવેરી બજાર, **મુંબઈ-૨.**

**શ્રી જૈન પ્રકાશન મંદિર**
દોશીવાડાની પોળ, કાળુપુર,
**અમદાવાદ-૧**









**શ્રી શંખેશ્વર જૈન પુસ્તક ભંડાર**
એસ. ટી. સ્ટેન્ડ પાસે,
શંખેશ્વરતીર્થ (વાયા-હારીજ)

સુહૃદ મુખ઼ઈના યુવાનોના જીવનમાં ધર્મ સંસ્કૃતિનું આદરણીય જાગરણ પેદા કરનારા સંકલ્પને આકાર કરવા કટિબદ્ધ બનેલું

# ❋ વર્ધમાન સંસ્કૃતિધામ ❋

૬, ધન મેન્શન, ૧ લે માળે, અગતિકાબાઈ ગોખલે સ્ટ્રીટ, મારવાડી વિદ્યાલયની બાજુની ગલીમાં, ઓપેરા હાઉસ, મુંબઈ ૪૦૦ ૦૦૪

પ્રેરક મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી

| સંચાલકો | કાર્યાલયનો સમય |
| --- | --- |
| યોગેશ મ શાહ | સવારે ૯-૦૦ થી ૧૨-૦૦ |
| જયેન્દ્રભાઈ આર. શાહ | બપોરે ૩-૦૦ થી રાત્રે ૧૦-૦૦ |



## દાન યોજના

રૂ ૧૧૧૧નું દાન કરીને ૧ તિથિ નોંધનો આ રકમ "કાયમી ભંડોળ" ખાતે જમા રહેશે આ રજિસ્ટર્ડ સંસ્થાના દાતાઓને ઇન્કમટેક્ષ મુક્તિ મળે છે દાનની રકમ "વર્ધમાન સંસ્કૃતિધામ" એ નામના ચેક ડ્રાફ્ટ વગેરેથી આપી શકાશે

---

યુવા જાગરણ માટે અમારી મહત્ત્વાકાંક્ષાઓ ભરપૂર છે અમને વધુને વધુ બળ મળે તે માટે કમસેકમ એક તિથિનો, અમને ખપે છે, આપનો આર્થિક સહકાર

## સંસ્કૃતિધામનાં કાર્યો :

- 'પ્રતિક્રાન્તિ' માસિક દ્વારા શિક્ષિત વર્ગને 'સત્ય' તરફ આંગળીચીંધણું.

- મંગલવર્ધની ગાડી દ્વારા શ્રી લલિતભાઈ ધામીની રાહબરી નીચે ભારતભરનાં ગામોમાં વર્ષમાં ૭ મહિનાનો પ્રવાસ કરીને ગ્રામ-જાગરણ, યુવાજાગરણ અને ધર્મજાગરણ.

- ભારતભરમાં વ્યાપક બનેલી હિંસા સામે વિરોધનું અહિંસક આંદોલન.

- ટપાલ દ્વારા તત્ત્વજ્ઞાન (પોસ્ટલ ટ્યુશન) યોજનાથી ઘેર બેઠાં તમામ જૈન ભાઈ-બેનોને તત્ત્વજ્ઞાનનું અધ્યયન અને તેની છ છ મહિને કસોટી.

- પૂજ્યશ્રી પાસે તાલીમ પામેલા યુવાનો દ્વારા કોડીબંધ નગરોમાં પર્યુષણ પર્વની આરાધના.

- કમલ પ્રકાશન ટ્રસ્ટ દ્વારા પ્રકાશિત પૂજ્યશ્રીનાં પુસ્તકોનો પ્રચાર.

- માનવ-રાહત ટ્રસ્ટના અનુકંપા અને સાધર્મિક ભક્તિના ભારતવ્યાપી કાર્યને વિકસાવવા માટે બધી જાતનો સબળ સહકાર.

- જન્મદિન, લગ્નદિન, પ્રવાસદિન વગેરે પ્રસંગ માટે સુંદર સાહિત્યવાળા 'ગિફ્ટ-બોક્સ'ની વ્યવસ્થા.

- બૃહદ્ મુંબઈનાં તમામ ધાર્મિક આયોજનોમાં જરૂરી ધજાઓ, ઝંડાઓ, સુવાક્યોનાં બોર્ડ, તોરણો વગેરે અનેક વસ્તુઓની સકળ સંઘોને પ્રાપ્તિ.

- જાહેર સ્થળો ઉપર સેંકડો બ્લેક-બોર્ડ મુકાવીને તેના લેખનદ્વારા જનતામાં સંસ્કૃતિના આદરનું પ્રતિસ્થાપન.

મુંબઈમાં ધાર્મિક કાર્યક્રમો દીપાવવા માટે મળો—



# વર્ધમાન સંસ્કૃતિધામ

૬, ધન મેન્શન, ૧ લે માળે, મારવાડી વિદ્યાલયની બાજુની ગલીમાં,
અવંતિકાબાઈ ગોખલે સ્ટ્રીટ, ઓપેરા હાઉસ, મુંબઈ-૪

બૃહદ્ મુંબઈમાં કોઈ પણ ધાર્મિક પ્રસંગ માટે ધજાઓ, ઝંડાઓ, તોરણો, બાજઠો, પ્લાસ્ટીકની ડીશો, સુવિચારનાં બેનરો વગેરે ઉપર્યુક્ત સ્થળેથી મળશે. આ શણગારથી આપનો ધાર્મિક પ્રસંગ અનેરો બની જશે.



## એક વાર સંસ્કૃતિધામની મુલાકાતે અવશ્ય પધારો.



તમારા કોઈ પણ પ્રસંગે 'બીજી ભેટો' આપવા કરતાં વર્ધમાન સંસ્કૃતિધામ તરફથી તૈયાર કરાએલા [મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજીના સર્વોત્તમ પુસ્તકોના] 'ગિફ્ટ બોક્સ'ની જ ભેટ આપો. મૂલ્ય રૂ. : ૧૧, ૨૧, ૫૧, ૧૦૧, ૨૦૧, ૩૦૧.